[illegible]

# રાણકદેવી રાહ ખેંગાર

## નાટક

બે અંકી.

---

બનાવનાર,


સીરંગધર મુળશંકર માન્યકર

તથા

રુપશંકર ઉદેશંકર ઓઝા.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર દુલભજી ઝુમાભાઈની રજાથી

મહાદેવ રામચંદ્ર જાગુટે—બુકસેલર,

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

આવૃત્તી ૧ મી પ્રત ૨૨૦૦.

---




---


અમદાવાદ.

શ્રી રાજનગર ટાઈપ ફાઉન્ડરી પ્રિન્ટીંગ પ્રેસમાં

દેશાઈ મનાભાઈ મુળજીએ છાપી.

સંવત ૧૯૬૦ — સને ૧૯૦૪

કીંમત ૦—૧૨—૦.

# राहखेंगार अने राणकदेवी नाटक.



## ( ઇશ્વર સ્તુતિ )

( સર્વે પાત્રો સાથે. )

**હે જનપાલક ટાલક દુઃખનો, કુલ પૃથ્વીમાં તું એકલો.**
**( એ ઢબ )**

**સર્વે પાત્રો—**

પરમેશ પરેશ કૃપા કરજે, અલ્પ સ્તુતી અમારી ઉર ધરજે,
ઉમયા અર્ધાંગે રાણી સદા, ભક્તોને નહીં દુઃખ કદા;
ભજે છે જન તુજને સર્વદા, દુઃખો અમારાં તું હરજે. ૧
અર્ધ ચંદ્ર જટામાં બીરાજે છે, ખળ ખળ ગંગાજી વહે છે;
સર્વમાં વ્યાપક હે નાથ, પતીતપાવન અધમ ઉધાર,
સ્તુતિ કરીયે વારમવાર, કલેશ અમારા તું હરજે. ૨
જળાધરે ગળધર શંકર છો, ફરશાધર પન્નગ ધારી છો;
ભસ્મનો અંગે લેપ કરો, જંગલમાં નિશ દિન લેર કરો.
ગજ ચર્મ હમેશાં વસ્ત્ર ધરો, સમદ્રષ્ટી રાખા સૌપર છે. ૩
જગદ્રથની ભુજામાં વાસ કર્યો, આ દુષ્ટોનો તો નાશ કર્યો;
કૃતી કળે નહીં કોઈ જન, વસો છો સર્વને હો મન,
અર્પી તુજને તન મન ધન, અર્જ કરી તે ચિત ધરજે. ૪
વિસ્વેશ સુરેશ નરેશ પતી, પરગેશ ધનેશ ધુર્જટી જટી,
શેવક આજ કરે છે શેવ, દેવ તણા પણ મ્હોટા દેવ;
માની લેજે સ્તુતી એવ, દુઃખો અમારાં તું હરજે. ૪

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—કડલી નગરમાં રાજા પારસીંહની રીચ.**

પાત્ર—પારસીંહ, બુદ્ધિબળ, અને દાસી કેસર.

**પારસીંહ**—પ્રિય પ્રધાનજી આજ દાસ મારૂં મન ઘણું—વ્યાકુળ રહે છે, કારણ મારી આટલી વૃદ્ધ અવસ્થાએ કાંઇ પણ સંતતિ પ્રાપ્ત થઇ નથી. એટલુંજ નહીં પણ હલ મારો પ્રાણ

પિતા બનવાના મહાન હર્ષમાં અતિ દુ:ખ પામે છે, વાહાલા બુદ્ધિબળ! જો ઇશ્વરકૃપાથી પુત્ર રત્ન પ્રાપ્ત થાય તો હું જેવો બીજો કયો મહદ ભાગ્યશાળી? અને એમ થાય તોજ માહારા હજારો દુશ્મનો વચ્ચે માહારૂં રાજ અને તાજ બંને સલામત રહે. નહીંતર એક તો વૃદ્ધા અવસ્થા અને બીજી આ મ્હોટી ફીકરથી થએલ અશક્તપણાનો લાભ તેઓ શા વાસ્તે નહીં લે. અરે દૈવ મેં તારો એવો શો અપરાધ કર્યો છે કે મને દુ:ખી કરે છે? ( નીચું જોઈ રૂમાલથી આંસુ લુવે છે.)

**બુદ્ધીબળ**—મહારાજાધિરાજ! સાવધ થાઓ! સાવધ થાઓ આટલી બધી દીલગીરી કરવાથી આપની અશક્તિમાં ઓર જ્યાદે વધારે થઇ જવા લાગશે. પરમેશ્વર સર્વ વ્યાપક આપની આસ્તા ઊપર તેમજ નીતિ અને ભક્તિ ઉપર પુરતું લક્ષ આપી આપનું દુ:ખ થોડા રોજમાં દફે કરશે.

**પારસીંહ**—પ્રધાનજી! એ ઝાંઝવાના જળની માફક, આકાશના ફુલની માફક, સસલાના સીંગના જેવી નિષ્ફળ આશા ક્યાં સુધી રાખવી? જો સર્વજ્ઞ અંતર્યામીની માહારા ઉપર કૃપા હોત તો આજ દિવસ સુધી શા માટે ન થાત; પરંતુ વાહાલા પ્રધાન એ કૃપા નહીં પણ કોપેલ છે, માહારૂં શરીર હવે લાંબો વખત આ દુનિયાં ઉપર ટકવાનું નથી. હા ઇશ્વર! માહારા દુ:ખનો ફેડો લાવ અને માહારો નેક ન્યાય તારી હજુર બોલાવી કર. તખ્ત ઉપર બેભાન હાલતમાં શોકમાં લીન થઇ જાય છે.

## ભૈરવી ગજલ.

( ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં—એ ઢબ )

દુ:ખ દર્દથી દીલડું અતી, બેહાલ થઇ માહારી મતી;
વિના સંતતી અરે, સુખ માહરૂં સૌ હરે;
શોક વિના પુત્રની, ધીટકાર લોક સૌ કરે ૧
સુખ માહારૂં મેં ક્હી, જુવે નહીં સંસારમાં;
કહે છે સુખથી વાંઝીયો, આવે નહીં દુવારમાં. ૨
પાપ પેલે જન્મ મેં, કર્યાં ઘણાં પ્રભુ અરે;
ક્ષમા કરો હો નાથરે, લાચાર છું ખરે રે. ૩
ઉદાસ મન તો થયું, ગઇ હામ દીલની;
કરી ખરેખરી પ્રભુ, વિનતી આ અરીજની ૪
થાય છે પુરા દીન તો, પરિ મહારીને ખરા;
પુત્ર દર્શન દે હવે, આવી છે માહારી જરા. ૫

(સુગમત થાય છે)

કેશર—પ્રધાનજી! માહારાજા આમ બેભાન કેમ પડયા! છે હું વધામણી લઇને આવી છઊં.

બુદ્ધિબળ—કેમ શેની વધામણી ? શું બાઇસાહેબને પુત્રનો પ્રસવ થયો ?

કેશર—ના, ના, પુત્રતો નહીં પણ પુત્રીનો પ્રસવ થયો

બુદ્ધિબળ—ભલા સરં, સર્વજ્ઞ સર્વેસ્વરે બાઇસાહેબને તો બંધન મુકત કર્યા એજ શુકર. લે ત્યારે હું માહારાજાને જાગૃત કરૂં છું. એમ કહી માહારાજાને મુર્છા અવસ્થામાંથી જાગૃત અવસ્થામાં લાવે છે.

પારસીંહ—કેમ કેશર! અંતરગૃહના શું ખબર છે?

કેશર—(માથું નીચું નમાવી) માહારાજા!

(ઘરસે ઇદાં કૌન ખુદાકે લીયે લાયા મુજકું—એ ઢબ)

લાવી ચતું આજ રાજન, એક બધાઇ સારી;
પુત્રી પેદા થઇ છે, આપ ઘેર એક પ્યારી. ૧

કરો ખુશી આજ રાજા, અર્જ આપ પાસ મારી;
સુખી કરો તેથી આજ, આપી સીરપાવ સારી ૨

માહારાજા આપને ત્યાં આજે એક અતિ રમ્ય પુત્રીનો જન્મ થયો છે તેને માટે આ કીંકરીને યોગ્ય સીરપાવ આપી નીહાલ કરશો.

પારસીંહ—( ઘણીજ ખુશીમાં આવી) પરધાનજી!

ઊપલીજ ઢબ.

ઘણો ખુશીનોજ દીન, આજ છે પ્રધાન માહારા;
તેથી જલ્દી દેજે તું, દાશીને સીરપાવ સારા. ૧

જલ્દી બોલાવતું, જોશીનેજ આજ આંહી;
કરે જન્મોતરી, પુત્રીજ કેરી તે તહીં. ૨

વાહાલા પ્રધાન પુત્ર કે પુત્રી એ કુદરતના હાથમાં છે પરંતુ માહારી વાહાલી પ્રીયાને બંધનમુકત કરી એજ અંતરયામી ઇશ્વરનો આભાર માનવા જેમ છે જેથી આજનો દિવસ મહોટા આનંદનો ગણવો જોઇએ. આ કેશરને સારી રીતે પોશાક આપો અને હું અંતઃપુરમાં જાઊં છઊં. તમે આપણા રાજ્ય જોશીને બોલાવી ત્યાં આવો કે પુત્રીની જન્મોતરી કરાવીયે.

બુદ્ધિબળ—જેવી માહારાજની આજ્ઞા.

(સૌ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**( સ્થળ—અંતઃપુર )**

**પાત્ર—પારસીંહ, રાજા, કમળાકુંવરી, રાણી, બુદ્ધિબળ પ્રધાન. ગવરીશંકર જોશી.**

**બુદ્ધીબળ**—માહારાજાધિરાજ આજની ખુશાલીનો કંઈજ પાર નથી, પરમેશ્વર સૌને તંદુરસ્ત રાખે.

**(મેં લાખકીદા લાખકી પરવા નહીં રખતી— એ રાહ)**

ખુશી થઈ છે આજ, અતી રાજ અમારા;
થઈ છે પુત્રી ઘેર જેથી આજ તમારા.
આપ્યા છે સીરપાવ, આજ દાસીને સારા;
લાવ્યો છું જોશીને, હુંજ કદમ તમારા.

માહારાજ આપના હુકમ અનુસાર કેશરને સારી રીતે પોશાક આપ્યો છે તેમજ આપણા રાજ્ય જોશી ગવરીશંકરને પણ આપ હજુર હાજર કરૂં છઉં.

**પારસીંહ**—જોશી માહારાજ ! આજે ઇશ્વર કૃપાથી પુત્રીનો પ્રસવ થયો છે તે ઘડી પળ આ કાગળમાં માંડી છે તે લ્યો.

**(અરે લાલદેવ ઇસ તરફ જલ્દી આ એ રાહ.)—**

અરે જોશી ! કે, જલ્દી સાચી વાત;
પુત્રી થઇ કેવી આ સાક્ષાત.
જન્મ તેનો કેવો થયો છે આજ;
બનશે ભવીષ્યમાં કેવો બનાવ.

ગવરીશંકરજી, જે હકીકત આપને જોતિષ વિદ્યા અનુસાર ખરી લાગે તેજ યથાસ્થિત કહી સંભળાવો આપ સત્ય વક્તા છો તેથી જુઠું નહીંજ કહો એવી આશા છે.

**ગવરીશંકર**—માહારાજાધિરાજ સાંભળો ત્યારે ( આંગળીના વેઢા ગણતો તથા ટીપણું પહોળું કરી ગાય છે.)

**કેરબો.**

જોઇ ટીપણું ને વાત કહું આજ સાચીરે,
આજ સાચીરે રાજા આજ સાચીરે;
ધન, મકર, ને મીન મેખ કુંભ અને વરખ,
સીંહ મીથુન કન્યા તુલા વૃશ્ચિકને કરક. ૧
દા, ચા, ઝા, થા મીન જાણો બા, વા, જાણો વરખ;
રાતા તુલ ગોસા કુંભ, ડહા ઉ કરક. ૨
યમચંદને વૈદ્રય વખતે હતોજ વ્યતીપાત;
જનમ વખતે ગ્રહણ હતું મરશે એનો તાત, ૩

કુળ તણો તો નાશ કરશે રેશે જે ઘરમાંય;
સાચે સાચું કહું છું રાજા કરો ગતે ઉપાય. ૪

રાજાધિરાજ! મેં આ કુંવરીની જન્મકુંડળી કરી બારીક નજરથી તપાસ્યું તે તેનો જન્મ ઘણોજ વિપરીત કાળમાં થયો છે અને તેને લીધે આ પુત્રીનું મુખ વધારે વખત જોવું એ પણ સારૂં નથી એમ મારો મત છે.

(જોશી સટકી જાય છે.)

( કમળા કુંવરી એકદમ મુર્છાગત થાય છે તેને શુધીમાં લાવીને )

**પારસીંહ.**—પ્રાણપ્રીયા ! તમારી અત્યંત દીલગીરીમાં હું પણ વિભાગી છઊં, પરંતુ પરમેશ્વરે આપણને આટલે વર્ષે એક ફળ આપ્યું અને તે પણ આવું ત્યારે દૈવની આપણા ઉપર અકૃપા છેજ એમ સમજી લાચાર થઈ ખમવું જોઇએ.

**કમળાકુંવરી.**—પ્રીય પ્રાણનાથ આપ કહોછો તે તદન ખરૂં છે પરંતુ સ્ત્રી જાતીનો સ્વાભાવિક સ્વભાવજ છે આટલું આટલું દુઃખ સહન કરતાં જે ફળ પ્રાપ્ત થાય તેના ઉપરથી માયા કેમ ઉતારી નંખાય તેને આપણી નજરથી કેમ દુર કરાય, અરેરે આટલાં વર્ષે જનુની થવાનો વખત આવ્યો તેનો લાહાવો શું માહરે ન લેવો ! હે દૈવ તું કેમ કૂર થયો. ( એમ કહી અશ્રુપાત કરે છે. )

**પારસીંહ**—સુવદના ! ધીરજ ધર, ધીરજ ધર, પરમેશ્વર વળી મેહેરબાની કરશે. આ પુત્રીને આપણા પ્રધાનજીને ત્યાંજ રાખવાની ગોઠવણ કરશું તું મુંઝાગાં.

**કમળા**--જેવી પ્રાણનાથની ઇચ્છા. ( સૌ જાય છે. )

## પ્રવેશ ૩ જો.

---

### સ્થળ રાજાનું ગુપ્ત ગ્રહ.

પાત્ર--પારસીંહ, રાજા, બુદ્ધીબળ પ્રધાન.

**પારસીંહ**—પ્રધાનજી !

### ત્રોટક છંદ.

નથી કામ તણીએ પુત્રી ખરે, નકી બાટ કુટુંબનો તેજ હરે;
કરવી દુર તેને નકીજ ઠરી, દીલમાં તહીં આશ ધરૂં જરી,
થઇ સત્વર જા તું પ્રધાન અરે, મુક જંગલમાં જઇ પુત્રી ખરે;
દીલમાં અતિ દાઝ રહીજ ખરી, પણ વાત ખરી દુઃખકારી ઠરી.

વાહાલા પ્રધાન ! જો આ પુત્રીને આ શેહેરમાંજ રહેવા દઇશું

તો કોઇ દીવસ પણ તેનું મુખ જોયા વગર રહેવાયજ નહીં અને જોવાય ત્યારે તેમાંથી ઘણું માઠું પરીણામ નીપજ્યા, વગર રહેજ નહીં માટે મારો મત એવો છે કે જેને જંગલમાં કોઇ નીર્ભય જગ્યાએ મૂકી આવવી પછી જે તેના નશીબમાં લખ્યું હશે તેજ થશે.

બુદ્ધીબળ—મહારાજા ધીરાજ મ્હારો પણ એજ મત છે અને તેને માટે.

## પીલુની ઠુમરી.

આપણો હુકમ માથે ચડાવી, જોઉં હું સત્વર પુત્રી તેડાવી;
નીર્ભયસ્થાને મુકીશ હાથે ફરી અહીં નહીં આવે કોઇના સાથે;
છોડો તમે દીલનીજ ઉદાસી, લખી જે ભવિષ્યમાં તેજ વાત સાચી.

મહારાજા જે બનવાનું છે તે હમેશાં બનેજ છે માટે આપ તે બાબત જરા પણ સોચ નહીં કરશો હું તેને કોઇ નિર્ભયસ્થાને મુકી આવીશ અને તે વાતની મહારાણીને પણ ખબર નહીં થવા દશીં. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કડવી પાસેનું અરણ્ય.

હુડમત—ચાલી ચાલી ચાલીને તો ઘણોજ દુર આવ્યો ગધેડાં પણ હવે થકી ગયાં લાકડાં અને માટી પણ હારી એકડી કરી ટાઢને લીધે મારૂં દીલ પણ થરથરે છે સાલને પેલો વડ કળાય છે નીચે જરા વિસામો તો લઉં.

( વડ તળે જાય છે તેવામાં એક બે દિવસની જનમેલી છોકરી એક દુસાલામાં લપેટાઇ પડી છે સૂર્યનારાયણનાં તેજસ્વી કીર્ણો જરીના દુશાલા ઉપર પડવાથી ચકચકાટ થઇ રહ્યો છે તેની નજીક જઇ નીહાળતો. )

આહાહાહા ! પરમેશ્વરની કેવી મેર સોને આવું કુમળું બચ્ચું વગડામાં કુણ લાયું હશે ( આસપાસ જુવે છે તો કોઇ આદમી નજરે નથી પડતું )અરે આટલામાં કોઇ મનખ પણ નથી પણ હવે એ વિચાર તો સોડી દઉં મ્હારી ઉમર એંશીક વરહની થઇ તો પણ મારે કાંઈ સોકરૂં બોકરૂં થયું નહીં સાલને એને પણ લઇ જાઊં અને માહરી ઘેર વાળીને આપું કે તે રાજી થાય અને આપણે ઘડપણમાં હખ થાય એને દીકરી કરીને રાખશું.

( એમ કહી ઘણીજ જાળવણથી લઈ જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ હુડમતનું ઘર.

### પાત્ર—હુડમત અને તેની સ્ત્રી.

**હુમડત**—ઘેરવાળી ! એ ઘરવાળી ! ઉઠ ઉઠ, સાંભળ મારી વાત, જંગલમાંથી આ કુમળું બાળક મને જડ્યું છે આપણે આજ સુધી કાંઈ સોકરૂં છોકરૂં થયું નથી આ ગગીને દીચરી કરીને રાખશું અને ઉછેરી મોટી કરશું. (એકદમ ખુશીમાં આવી જાય)

### ત્રીભંગી છંદની ચાલ.

સાંભળેહેકે નહીં તું અલી વાત ખુશીની લાવો સઉ;
વાંઝીયાનું મેણું ટળાશે, સુખ સહુ મળશે આજ બહુ.
લાપસી રાંધજે સઉમાં ખવડાવજે, ઘી પીરસજે—બહુ બહુ;
હીમત બાઇ તો ખાટલે બેસશે હુંગો ગડગડશે બહુ બહુ.

**સ્ત્રી**—તમે જે વાત કહી તે મને બહુજ ગમી (છોકરીને ખોળામાં લઇને ) આહાહા! કેવી રૂપાળી સેને ! હું તો તમને બોલાવવાને પણ મુંઝાતી હવે તો દીચરીના બાપ કહેવા થાશે.

કુ૦—(હાલરડું વાલું પ્યારી મારીને હાલરડું વાલું—એ રાગ.)
આનંદ અંગ ન માય, સ્વામી આજે આનંદ અંગ ન માય. ટેક
ધન્ય દિવસ હું આજનો જાણું, ઉરમાં વધ્યો ઉત્સાહ. સ્વામી.
હર્ષના આંસુ આવે નયનમાં, પ્રેમ -દ્રવ પ્રગટાય. સ્વામી.
આજ અતિશે હર્ષ વધ્યો છે તેથી મુને સુખ થાય. સ્વામી.
આ બાળકને ક્યાંથી લાવ્યા, કહોને મુજને આજ. સ્વામી.

(ખુશી થાય છે)

**હુડમત**—હગઉને? એ સઘળું તો ઠીક પણ તું જાણશે કે ના એ કોઇ મારા ઘરની સોકરી હશે વળી આપણે વાંઝીયાં સઉએ ને કોઇ આને રડતું સાંભળશે કે ના તો ફજેતી થશે માટે ચાલ ઝટકર કોઇ બીજે ગામ જઇ રહીયે આ કડબીગામાં રહેવાથી હવે ફાયદો નથી.

**સ્ત્રી**—એ તો ખરૂં કહ્યું પણ હું તો આ મારી દીચરીનું રૂપ જોઇ ઘેલી થઇ ગઇ સઉ. અરરર ! જોને રડેસે તે એને હાલરડું ગાઉં. ( છોકરીને બકી ભરતી જાય છે )

પૂર્ણ થયો છે ખેલ સજ્જનો પૂર્ણ થયો છે ખેલ—એ ઢબ
હાલરડું વાલું પ્યારીરે મારી હાલરડું વાલું;
રો રો નહીં તું કરજે પ્યારી હીંચોળું તનડું. ૧

શાન્ત થઇ તું સુઇ જાજે, ખુશી દીલ માહારૂં. ૨
કલ્પ્યા કરીશ તો ખાડે આવશે કરકે મ્હો તારૂં. ૩

**હડમત**—હવે એ લેપ હમણાં સોડી દેને જે મહળકું થયું ને આગળ ચાલુ તો ભુંડા હાલ થાશે. આજ હવે કચ્છ દેશમાં જ-ઇ રેહુ.

**આ**—હું ક્યાંના પાછું સઉં જે લેવું હોય તે લઇ આગળ ચાલો.

**હડમત**—મેં તો બધો સામાન ગધેડાં ઉપર નાંખી ગધેડાં પણ સંડાસે લે હેંડ.

( કચ્છ તરફ જાય છે. )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ભુજ નગરમાં હડતમતનું ઘર.

**પાત્ર**—રાણકદેવી પછીથી લાખોફુલાણી, કચ્છનો રાજા.

અહીંઆં રાણકદેવીની ઉમર તેર વર્ષની થાય છે અને તેણે કોઇ વિદ્વાન પાસે તે વખતની સાધારણ કેળવણી મેળવી છે તે આ વખત હડમતની ઘર નજીક નાના બગીચામાં ઉદાશ બેઠી છે.

**રાણકદેવી**—હે દીનબંધુ! જગત કરતા હવે માહારૂં મન તદ્દન વિહ્વળ થએલું છે. ( ઉદાશીમાં. )

**(પીયુને તજાવનાર વેરી અલંકાર એ હત્ર.)**

પ્રીત રીત કેરૂં પાન ક્યારે હું કરૂં;
પ્રીતરે વિનાનું ધીક જીવવું ખરૂં,
નથી કીધું પરસ્પર પ્રીતિનુરે પાન,
છેરે જન જન નહીં પશુરે સમાન.
કોની સાથે કેવી પ્રીત મારેરે થશે,
અપ્રીતિ વાળાથી માહારૂં સુખરે જશે.
રામ રસ મિષ્ટ રસમાંરે રસ એક,
ખાધારે થકી રે વધે આનંદ વિશેક,
પ્રીત રીત મારે નવ રસ તે વશે.
કરો ત્યારે તેથી કેવો આનંદ થશે.
મુજરે નશીબમાં શું માંડયુંરે હશે,
માબાપ મારેરે કેવા જનથી થશે.
પ્રીત રીતમારે ભયભીત હું ભમું,

અપ્રીતમાળાથી પરણી પૃથ્વીમાં રામું.

અરે નિરંજન નિરાકાર અદ્વૈત પ્રભુ ! તાહરી ગહન ગતિ છે અરે ! હું કોની દીકરી ? અને ક્યાં આવી ! માહારાં ખરા માત પિતા કોણ હશે શું સ્થિતિ ભોગવતાં હશે ? અરેરે ! જોતાં જોતામાં માહારી ઉમર તેર વરસની થઈ ચુકી. કામાગ્નિથી દેહમાં પ્રજ્વલિત થએલો દાહ ઓલવવાને તેં કોને નિરમાણ કર્યો છે ? અરે મને આ કુંભાર કોણ જાણે ક્યાં નાંખશે, મને રાત્ર દિવસ ક્યાંઈ પણ સુખ થતું નથી. માહારૂં જોબન ઉનાળાની રૂતુમાં સાયંકાળ વખતે ખીલેલી મોગરાની કળીની હરીફાઈ કરે છે અરે દૈવ દૈવ ! આ કરતાં મરવું હજાર દરજ્જે ઉચિત છે. અરે પ્રીતમ વિનાની પત્નિ તે પત્નિ નહીં પણ પશુ સમાન સમજવી હાય ! જે પ્રીત રીતમાં બાવભીત નથી થયું તેને ધીઃકાર છે.

( એટલામાં લાખોફુલાણી કચ્છનો માહારાજા અચાનક પ્રવેશ કરી ગુપ્ત કરી પોતે આશક થાય છે. )

**લાખોફુલાણી**—આહા ! ! કેવી સુંદર સ્ત્રી છે ! ! !

( એક તરફ રહીને )

**બરસેં યહાં કોન ખુદાકે લીયે લાયા મુજકુ--એ રાહ.**

કેવી સુંદર દીસે છે એહી પ્રીયા આજ અહીં,
લાગ્યું મન એહથી છુટે તે કદી નહીં;
હા, મારી આંખ તેણે ચીત મારૂં ચોરી લીધું.
ઘણી ખુશીથી મુને તેમનુંજ પાન દીધું.

ખરેખર આ સ્ત્રી સાથે જ્યાં સુધી સંબંધ નથી કર્યો તેને ધીઃકાર છે.

**વેરાડી જોગીઓ.**

વરવાની મુને હામ છે આ સુંદર પ્રીયાની સાથ;
તેથી આનંદ તો થશે, પાણી ગ્રહુ હું હાથ. ૧
ચંદ્રમુખી કામ કદળી, હમેશ રહેવા પાસ,
પ્રભુને હું વિનતી કરૂં, તું પુરજે માહારી આશ. ૨
જઈ કહું એના તાતને, જલદી કરે લગન,
લગનમાં જો વિઘન તો, કરૂં હું નીકંદન. ૩

આ પ્રથ્વીપટની અંદર ખરેખર આ સ્ત્રી વગર જીવવું તે નિરર્થક છે.

**વણઝારા.**

નથી કરી આ નારી મારી, થઇ જીંદગી મારી અકારી;

પ્રીત જગતમાં જેરે કેવાય, તે તો આ નારીથી થાય;
તો ખરેખરી દીલદારી નથી, કરી આ નારી મારી. ૧
આ પૃથ્વી ઉપર પરખો, નારી રત્નજ નવને નીરખો;
નહીં ચીજ બીજી સુખકારી, નથી કરી આ નારી મારી. ૧
હોય ગુસ્સામાં ભરપુર, ભલે નીશામાં ચકચુર;
સઘળું જાય દીઠાથી પ્યારી, નથી કરી આ નારી મારી. ૩
પ્રીત રીતમાં મરવું આજે, તેનો આ નારીને કાજે;
એક જીંદગી માહારી સારી, નથી કરી આ નારી મારી. ૪

વળી મેં એક વખત વિદ્વાનના મ્હોથી એક શ્લોક સાંભળ્યો છે તેનો પણ અર્થ એવો છે કે,

## સોરઠની ગઝલ.

નથી પદમણી જેના ઘર વિશે, ધિઃક્કાર છે તે જનને;
ફરે નહીં તે સુખમાં, પ્રીયા બાળેછે તનને. ૧
વિના વિદ્વાન સભાજ જાણો, રજની વીના ચંદ્રની;
પુરૂષાર્થ વિના પુરૂષ જે છે, સેજ વિના કામની. ૨

અને એટલાજ ખાતર આ મહાન કાર્ય સિદ્ધ થવા હું ઈશ્વર સ્તુતિ કરી લઉં.

## ઠુમરી.

( કુદરતના કરનાર ખલકના સ્વામી—એ ઢબ. )
જોડીને હાથ નામ ને શીષ જગતના ધીશ.
કરજે કરૂણા તું દેવ ખલકના ઈશ;
થઈ ઇચ્છા માહારા આજ નારીને કાજ;
કરી કૃપા પ્રભુ તું રાખે મારી લાજ. ૧
ધારે જન કદી જે મન થવાનું થાયે;
તુજ કૃપા વિના હે નાથ સર્વ સુખ જાયે.
દઇ સુખ હમેશાં સાર દુઃખ હરીશ,
માટે તું કરજે સાહ્ય પાય પડીશ. ૨

વળી તેની સાથે મારી કુળદેવી આશાપુરીનું પણ સ્તવન કરી લઉં.

## કલ્યાણની ગઝલ.

( પૂર્ણ થયો છે ખેલ સજ્જનો પૂર્ણ થયો છે ખેલ—એ રાગ. )
જગત જનુની માતા આશાપુરી, જગત જનુની માત;
મન તણી તું આશા પુરજે, વરવાને આ કાન્તા. ૧
લાખો રૂલાણી વીનતી કરે છે, કરજે સુખશાન્તા ૨

ચાલ હવે હું આ સુંદરીના બાપ પાસે જઇ તેની માગણી કરૂં.

અને મને ખાત્રીજ છે કે, તે જરૂર સમજશેજ કારણ તે માહારી રૈયત છે માટે હું તેને શામ, દામ દંડ, અને ભેદથી સમજાવી માહારૂં કાર્ય પરિપુર્ણ કરીશ.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—હુડમતનું ઘર.

**પાત્ર—હડમત તેની સ્ત્રી, અને લાખોફુલાણી.**

**હુડમત**—ઘેરવાળી આજે એકદમ બરબાર સાહેબ એકલા આપણે ત્યાં આવે છે તેનું શું કારણ હશે ?

**સ્ત્રી**—કેમ ખબર પડે (લાખોફુલાણી આવે છે તેને)

**હુડમત**—બરબાર સાયબ! પધારો, આજતો તમે આપનાં ઘર પાવન કર્યાં માહરે પોતાને તમારે ઘેર પધારવું જોઇએ તેને બદલે તમે આવ્યા.

**લાખોફુલાણી**—હા ! હડમત તારૂં આજે મારે એક કામ છે અને મને ખાત્રી છે કે, તે તું પાર પાડીશજ. અરે ! મારા જેવો આ કચ્છ દેશનો મહીપતિ તે પૃથ્વીની અંદર બાજો કયો જોયો છે! અને જ્યારે તે તારો જમાત થવા ઇછા રાખે ત્યારે બેશક તારા ભાગ્યનો સુર્યોદય થઇ ચુકયો એમ સમજી ખચીત તારે યાદ રાખવાનું છે કે, જો તું આ કામમાં વિઘ્ન લાવશે તો તારૂં અને તારી સ્ત્રીનું ઘાણીમાં ઘલાવી તેલ કઢાવીશ. (હુડમત નીચે જોઇ એક પણ શબ્દ બોલ્યા વગર બેશી રહે છે.) અરે નહીં નહીં મને ખાત્રી જ છે કે, તું એમ નહીંજ કરે અને ખચીત તેથીજ તું આ કચ્છ દેશનો પ્રધાન થઇશ. જો હાલ તો હું જાઉં છઉં અને તું આ બાબતનો ઉંડો વિચાર કરજે કાલે પાછી હું તારી મુલાકાત લઇશ (એમ કહી જાય છે.

**હુડમત**—(તેની સ્ત્રીને) સાંભળ્યું કે ! સિંધ છોડી આંહી આવ્યા તો આંહી પણ આ પાપ નડયું આપણે રાણકને આવડી મ્હોટી પાળી પોષીને કરી તે ફકત આપણી નાતમાં આપણો સમંધ જોડવા માટે તે આ રાજાને કેમ દેવાય ? નાત આપણે ગધેડો ચડાવે કે, નહી ! માટે માહારો વિચાર છે કે, જેમ સિંધ છોડયું તેમ આ કચ્છ છોડી સોરઠમાં જઇ રહીએ, તે પણ નજીક છે.

**સ્ત્રી**—જેમ તમારી મરજી.

( આંહિથી સૌ ચાલી સૌરાષ્ટ્રમાં જુનેગઢ નજીકના મજેવડી ગામમાં આવી રહે છે. )

# પ્રવેશ ૮ મો.

## સ્થળ—મજેવડીનો ચોરો.

**પાત્ર**—હડમત, જીવો પટેલ, રામદાસ બાવો અને ગિરધરદાસ સિદ્ધરાજનો દસોંદી ભાટ.

( સિદ્ધરાજે પોતાના દસોંદી ભાટને પોતાના યોગ્ય કોઇ અનુપમ કન્યારૂપી રત્ન ખોળવા મોકલ્યો છે તેના સાંભળવામાં રાણકદેવીની તારીફ આવતાં તે આંહી મજેવડી આવેલ છે.

**ગીરધર**—બાવાજી ! રામ રામ છે.

**રામદાસ**—જે નરસિંહ.

**ગીરધરદાસ**-(જીવો પટેલ બેઠાબેઠા બીડીની પરાર મુકેછે તેને) પટેલ ! રામ રામ.

**જીવો**—રામ બા રામ ! આજ તો આણીગમ આવવું થયું.

**ગીરધર**—હા ભાઇ ! તમારા જેવું કાંઇ કામ છે અને તે એજ કે તમારા ગામમાં જે હડમત કુંભાર છે તેની છોકરીના લગ્ન ગુજરાતના મહીપતી માહારાજા સિદ્ધરાજ સાથ કરવાના છે, આ કામમાં તમારે તેમજ બાવાજીએ પુરતી મદદ દેવી જોશે કારણ તે વગર બને તેમ નથી, અને આ કાર્ય સફળ થયું તો તમારા દાળીદર દુર થઇ જશે; નહી તો પાયમાલ થશો કેમ ખરૂં કે !

**જીવો**—બહુ હારૂં બા ! બહુ હારૂં એમાં શું ? એમ કયાં માહારાજશ્રી બાહિ સહાઓ (એમ કહી હડમતને તેડી આવે છે.)

**હડમત**—રામ રામ બા રામ રામ.

**ગીરધર**—આવો હડતમભાઇ આવો ! ભલા મેં સાંભળ્યું છે કે, તમારી દીકરી તેર ચૌદેક વરસની થઇ તોપણ તેની સગાઇ કરી નથી તેથી કાંઇ ગોઠવણ કરી કે નહીં.

**હડમત**—હા માહારાજ ! મારો પણ વિચાર ઘણા દિવસ થયા થયા કરેસે, અને નાતરૂં પણ ગોતું સઉં પણ ઘર વર બરાબર મન ગમતું મળતુ નથી, અમારી નાતનાં મોભાદાર ખોરડાં જુનાગઢ, વંથળી વગેરેમાં શે અને સંદેશો પણ કહાવ્યો શે તો કોઇ સારો વર અમારો ધંધો સારો જાણતો હશે એટલે નળીયાં સે, ચપણીયાં સે, હાંડલા સે, ગોળા સે, એવું એવું હારૂં જાણતો હશે તેને પરણાવી દઇશ.

**જીવો**—અરે મુરખ ! એમાં તે તારૂં શું વળ્યું ! આ ગીરધરભાઇને કેને તે ક્યાંક સારો કાકરે માંકડું વળગાડી દેશે.

રામદાસ—અરે ગુજનરી રંડી તેરે નાત જાતકા ક્યા કામ હે તેરી એસી અપ્સરા જેસી બેટીકું કોઇ ઇંદ્ર જેસા આદમસે લગા દે ફીર રામજીકે આસરે મોજ ઉડાવેંગે.

હુડમત—ના બાવાજી! અમારે એ ના જોઇએ મેંતો કચ્છમે બાપાફુલાણીને પણ ના પાડી હે મેંતો કોઇ ગરીબ કુંભાર સાથે પરણાઉંગા.

ગીરધર—અરે મુર્ખ! તું જે હું કહુંછું તે ધ્યાન દઇ સાંભળ બે અક્કલ! ભુત જેવી તારી નાત તેમાં તારા અપ્સરા સરખી દીકરી નાંખીશું તેનો તું નીસાસો લેવા માગેછે? શું તે માટી ખોદવા યોગ્ય છે શું તે તડકો ટાઢ વેઠવા અને મજુરી કરવા યોગ્ય છે અરે કદી કદીજ નહીં, તું તેને કાચાનો કડકો સમજી થોડી કીંમતે વેચી નાંખવા ધારેછે પણ અરે કમ અક્કલ! તું જરા વિચાર કરકે તું એ રત્નને સારી યોજનાથી વેચીશ તો નીહાલ થઇશ. અરે એવા મજુરી વગેરેના અયોગ બોજામાં નાંખી શું તુ એ કુમળા ફુલને કુમળા નાંખવા ચાહેછે? જરા વિચાર કર વિચાર કરય ઓ ગધેડાના ચારનાર! એ નાજુકવેલી ઉલટી લચકાઇ વધારે ભારથી તુટી જશે તું જરા ખ્યાલ કરય! આપણા ગામમાં તો શું બલકે આખી પૃથ્વીમાં તેના જેવું રંગમાં કે શરીરના ઘાટમાં, સુખથી સુવાસમાં કે ગળાના રાગમાં, વાણીની મીઠાશમાં કે આંખના તેજમાં લલાટના ચળકાટમાં ને ચ્હેરાની કાન્તિમાં બીજું કયું પદમણી રૂપી રત્ન જોયું છે! યા સાંભળ્યું છે! ખરેખર એ દેવી સ્વરૂપ છે; તેને તેનીજ યોગ્ય ઇંદ્રસમાન પતિ ખોળી આપય વળી તું ખાત્રીથી માનજે કે તેના યોગ્ય સિદ્ધરાજ જયસિંહ સિવાય કોઇ દુનીયામાં નથી માટે તેની સાથે લગ્ન કરય નહીતર નકી સમજજે કે તું ઘણો હેરાન થઇશ. હું પણ તેજ મહારાજા બહાદુરનો દસોંદી છઉં અને તેના મોકલવાથીજ તાહારી પાસે આવ્યો છઉં તું કદી એમ ધારશે કે જેમ કચ્છ દેશમાંથી નાશી આવ્યો તેમ અહીંઆંથી નાશી જશે પણ એમાં તું મ્હોટી ભુલ કરે છે, તું કદી પાતાળમાં પેશીશ ને ત્યાંથી આકાશમાં જઇશ તો ત્યાંથી મતલબ ટુંકામાં જ્યાં જ્યાં વાયુનું સંચરવું છે ત્યાંથી તુને મહારાજા બાહાદુરના ગુપ્ત દુતો પકડી ઠાર કરશે, માટે ભલો થઇ માન્ય અને અમને ગોળ ખવરાવ્ય કે જેથી મહારાજા બાહાદુરના સસરાનું મ્હોટું માન દઇ બોલાવીએ.

હડમત—( હસતે ચહેરે ) ભલું બાર જેમ તમારી મરજી હો આ ત્યારે ખાત્ર ભેળ.

ગીરધર—વાહ વાહ ધન્ય છે! હડમત! ધન્ય છે હવે અમે રજા લઇશું અને થોડા દીવસમાં માહારાજા સહીત આવશું

( સર્વે જાય છે. )

## પ્રવેશ ૯ મો.

**સ્થળ—જીર્ણુદુર્ગમાં માહારાજા રાખેંગારની કચેરી.**

**પાત્ર**—રાહખેંગાર, પ્રધાન, સેનાપતી, ચોપદાર.

**ચોપદાર**—ઘણી ખમા, રાખેંગાર માહારાજ!

**પ્રધાન**—સરકાર! વંદન કરૂં છઉં.

**રાહખેંગાર**—પ્રધાનજી આશીર્વાદ.

**સેનાપતી**—માહારાજા! નમન કરૂં છઉં.

**રાહખેંગાર**—સેનાપતી! કલ્યાંણ માહારા વહાલા પ્રધાન મને આ વખતે બોલવાને ઘણીજ ખુશી પેદા થાય છે કે, મને મારા પીતાશ્રય નવઘણે માહારા તમામ ભાઇઓ કરતાં વધારે લાયક ગણી તખ્તનશીન કર્યો છે. આ સૌરાષ્ટ્ર પહાડી મુલકમાં દુષ્ટ પાહાડી લુંટારાઓએ માહારી રૈયતને વખતો વખત પીડી અતિશય દુઃખ આપ્યું છે પરંતુ હવે તે લોકોનું સત્યાનાશ કરવાને સત્વર ઉપાયો કામે લગાડવા જોઇએ.

**પ્રધાન**—પૃથ્વિપતિ આપનું કહેવું યથાર્થ છે, માળવા ઉપર ફતેહ મેળવી જે લશ્કર આવ્યું છે તેને પુરતું ઇનામ આપ નામદારના હુકમથી આપ્યું છે, તેજ લશકરને દુષ્ટ બાળવાખોરોને પાર પત કરવાને મોકલવાની અગત્ય છે એમ હું માહારો આધીન મત આપ નામદારને નિવેદન કરૂં છઉં.

**સેનાપતી**—હા! શું હજી તે દુષ્ટ બાળવાખોરો આ પૃથ્વી પટની અંદર જીવતા છે? માહારાજાધિરાજ આ એક નોકરી તો અમને સોંપવી જોઇએ અને એકદમ આજ્ઞા આપો કે તેનો હું સત્વર નાશ કરૂં.

**ખેંગાર**—સજુર! માહારા શુરવીર સેનાપતી! એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી, કારણ તે લોકો હાલ ગીરનારના ઘાટા જંગલમાં ચોમાસાના સબબને લીધે ભરાઇ બેઠા છે તે જ્યારે પાછા શીવાળામાં બાહાર નીકળશે ત્યારે તેનો નાશ કરવો ઘણો સેહેલ થઇ પડશે કેમ પ્રધાનજી.

**પ્રધાન**—માહારાજાનું કહેવું યથાર્થ છે.

( રાહખેંગાર ચોપદાર સામી નજર કરે છે. )

ચોપદાર—કચેરી બરખાસ્ત મેહેરબાન સલામ.

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—એક અરણ્ય.

પાત્ર—સિદ્ધરાજ, અશ્વપાળ અને પછી ગીરધર ભાટ.

સિદ્ધરાજ—પ્યારા અશ્વપાળ ! આજે આપણને આ હરણી આટલે બધે દુર ઘસરડી લાવી છે પણ અંતે આપણે તેને મારવામાં ફતેહ પામ્યા છીએ.

અશ્વપાળ—માહારાજા ! આપનું કહેવું યથાર્થ છે પરંતુ હવે આ બન્ને અસ્વો ઘણાજ થાકવાથી હાફે છે તેને આ વૃક્ષ નીચે બાંધી જરા આરામ લઇએ ( ઝાડ નીચે બેસે છે )

ગીરધર—( પ્રવેશ કરીને ) માહારાજાધિરાજ ! પૃથવીપાળ ! અન્નદાતા ! પ્રાણરક્ષક ! કૃપાનિધિ ! સિદ્ધરાજ જયસિંહ ! બાહાદુરનું રાજ્ય અમર તપો.

સિદ્ધરાજ—આવો આવો ગીરધરભાઇ ! શું કરી આવ્યા.

ગીરધર—વળી એમાં તે કાંઇ પુછવું હોય; સાંભળો અનદાતા ! ( પીંગળ વિરૂદ્ધ જુની શૈલી પ્રમાણે કવિત બોલે છે. )

### મનહર છંદની ચાલ.

ધારી ધારી દીઠી નારી, નથી કહેવા શકતી મારી;
શીષ પર શેષ નાગ, વેણીને લટકે લાગ.
જોઇ જુઇ જાગ સાજ, ભમર તો ભાગે છે;
કેશરી કટાક્ષ વાળી, રમતીતી એક બાળી.
ભમરો રસાળ કાળી, આંખ્ય અણીયાળી છે.
ગાલ છે ગુલાબી લાલ, હોઠ છે પરવાળા લાલ.
સ્વેત દંત જીભ લાલ, મુખ ચંદ્ર વાગી છે.
કંચન લતાની માંહે, સૃગો દીસે છે ત્યાંહે;
જોઈ જોઈ દીલ માંહે, મુર્છીત થાએ છે.
કેશરીની ચાલ એની, કેશરીની કેડ એની;
હીરણની આંખ એવી, હીરણાક્ષી બાળી છે.
જોઇ મેં નીહાળી નારી, નથી જોડ તેની બાળી;
એક આપ સારૂ ખાળી, લગન એનાં લાવ્યો છઉં.

સિદ્ધરાજ—વાહ વાહ ! પરંતુ જેનાં તમે આટલાં બધાં વખાણ કરો છો તે કોની દીકરી ! ક્યાં રહે છે ? અને કેવી નાતે

છે ! તેતો કહો !

ગીરધર—( માથું હલાવી ) મહારાજા ! જુનાગઢ નજીક એક મજેવડી ગામ છે તેમાં એક હડમતીયો કરી કુંભાર છે તેને ત્યાં તે છોકરી ઉછરે છે.

સિદ્ધરાજ—હા ! શું એક ગામડાનો રહેનાર, ગધેડાનો ચારનાર, તેને ઘેર સિદ્ધરાજ બાહાદુરનાં માગાં ? માટીનાં ચપણ કરતાં શીખેલ છોકરી શું રાણીપણું કરવાને યોગ્ય ! અરે નહીં નહીં. અરે હજારવાર નહીં, જો તમ ભાટમાં અક્કલ હોય તો ભીખ શા માટે માગો.

## सोरठो

**गीरधर—आंगण आंबो मोरीओ, साख दडी घरबार;**
**देवे ऊपाय देवडी, नहीं जात कुंभार.**

ગીરધર—પૃથ્વીનાથ ! ક્ષમા કરો. મેં જે કર્યું છે તે વિચારીનેજ કર્યું છે એમાં બીલકુલ ભુલ નથી બાધી એમ નક્કી સમજો. તે કદી કુંભારને ઘેર ઉછરે છે તેથી તે કુંભારનીજ છોકરી છે એમ કેમ ગનાય ? મેં સઘળી બાબતનો તપાસ કર્યો છે તે કડલીનગરના પાર રાજાની છોકરી છે શ્રીકૃષ્ણ જાંબુવંતીને અનિરૂધ્ધ બાણાસુર રાક્ષસની પુત્રીને બાહાદુર ભીમ હડીબાને અને એવા એવા હજારો દાખલાઓ શાસ્ત્રમાંથી મળી આવશે. કે નીચા કુળમાંથી પુત્રી લેવાને કંઈજ હરકત નથી, મહારાજા રત્ન તો કાદવમાંજ પેદા થાય છે.

સિદ્ધરાજ—એમ છે ! ત્યારે તો ઘણુંજ સારૂં, ચાલો ત્યારે આપણે ઘર તરફ જઈએ અને લગ્નની તમામ સામગ્રી તૈયાર કરાવીએ. ( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ—મજેવડી અને જુનાગઢ વચ્ચેનો ભવ્ય ભાગ.

### પાત્ર—રાખેંગાર અને રાણકદેવી.

રાણકદેવી—(આજ સ્યામ મોહીની ડારી બીંસુરી બજાઈ સ્યામ)—એ ઢબ.

બાગ આજ સારી છે નીહાળતાં જરેજરી,
ચડી છે વેલ તો ખરી, પ્રીતમથી હસી હસી. ૧
ગુલાબ પાસ મોગરો, ગુલાલ લાલ ગુલછડી,
કેતકીને માલતીજ, બાળે પ્રીત રીતથી. ૨
લપટાઈ છે ચંમેલી આજ, પ્રીતમથીજ પ્રીતથી;

મન મારૂં તે થકી, બળે છે વિરહ રીતથી. ૩
અગથીયા ને વેલ નો પ્યારથી મળે પડી;
પ્રીતમ મુજને ક્યાં મળે, રહું જ એવી રીતથી. ૪

હા ! પ્રભુ ! કેહેવત છે કે જેવો વિચાર તેવોજ ઉચ્ચાર મ્હારા મનમાં રાત્ર દીન પ્રીતિનો અંકુર સ્ફુરાયમાન થતો જાય છે અને તેનેજ લીધે આ વૃક્ષોને પણ હું કામ અને રતીની માફક નીહાળું છઊં, આહાહા !

## ઠોંડી.

આ વન વિશે સર્વને છે સુખ, કદી પક્ષી નહી પામતા હોય દુઃખ;
ધન્ય ધન્ય એની જનેતાની કુખ. આ વન.
સજોડ મળી સર્વ પ્રીત રાખે, મધુર વચન થકી પ્યાર વૃદ્ધિ દાખે;
સહુ સાથ વસી ગાયા બહુ રાખે, આ વન૦
સહુ દંપતીની પ્રીત બહુ ભારે, મળી પત્નિથીજ વૃક્ષ ઉભાં હારે;
એવો વખત બતાવે પ્રભુ ક્યારે. આ વન૦

આહાહા હે દીનબંધુ ! ! ! શું હું આ નાના વૃક્ષો કરતાં પણ હીણભાગ્ય ! ! શું આ લતાઓ માહારી મશ્કરી કરેછે ! કરો બહેનો ! કરો તમારો પણ વખત છે પણ નાના તેઓ નીચા નમી માહારા દુઃખમાં ભાગ લે છે, અરે પણ આ સુર ક્યાંથી આવે છે.

( ઝાડને ઓથે રહી સાંભળે છે )

રાહખેંગાર—( એક ઝાહાડની વાંસે સંતાઇ રહી સમસ્યામાં ગાય છે. )

રાહખેંગાર— સોરઠની ગજલ.

( ડુબ્યો આજ તાપ વિલાપમાં—એ રાગ. )

રૂપ કેવું છે આ ત્રિયા તણું, જાણે કામ પ્રિયા આવી ખરે;
નહીં દીઠી આવી કો ભામની, મુજ નેત્રથી આ ભૂમીપરે. ટેક.
મુખ દાખવી મારૂં મન હર્યું, કામણગારીએ તો કામણ કર્યું;
હાય શું કરૂં હવે એ પ્રભુ, નહીં કાજ સુઝે મુને અરે રૂપ.
ફેંકી બાણ કામ કટાક્ષનું, એણે વિંધ્યું હૃદય માહરૂં;
હૈયું હાથ રહેતું નથી તેવે, પાપી કામ દુખી મુને કરે, રૂપ.

( ખુશ રહો સનમજા મેરાબી હાતા બેલી-એ ઢબ. )

કોયલ સુર લાગે દીલને આનંદકારી;
જેમ પ્રિય પુકારે કાન્ત બની મતવારી.
એ રતી રંભા કે ઉરવંસી આવી આંહી;
કે મુજ દીલ કરવા શાન્ત અપ્સરા આવી.

ઓ કોમળ કમળ તું વાસ પ્રસારે તારી,
આ ભમર ભમે છે તુજપર વારી વારી.

**રાણકદેવી**—આહા ! શું સુંદર સમસ્યા મને કેવી રીતે સમજાવે છે ! પણ એકદમ નામ લેવું એ કરતાં હું પણ તેને સમસ્યામાંજ સમજાવું એ ઉચિત છે.

**( ઉપરનીજ ઢબ )**

ઓ ભમર ભમે છે શાને મધુવન છોડી;
આ પુષ્પ ખીલ્યાં છે આવ જલ્દી તું દોડી.
નવરંગિત પુષ્પે બેશ ફરીને ઉડી.
ચંમેલી ચિતમાં ચાહે ફરે મન ઘેલી.
તુજ રૂપ ગુણને નામ જણાવે પ્યારા,
રે દઈ દર્શનનો લાભ મેળવ મન મારા.

**રાહખેંગાર**—આહા ! મનને આનંદમાં લીન કરી નાંખનાર કેવા શબ્દો ! શું ! શું ખુબીદાર જવાબ ! ! ચાલ ચાલ જાઉં જાઉં નહીં નહીં એમ સાહસ કરવામાં માલ નહીં. હવે હું ખુલ્લી રીતે મ્હારૂં નામ ઠામ જણાવું.

**બિહાગની ગજલ.**

માનુંની તું માન મારૂં વચન આ નીરધાર;
સૌરાષ્ટ્રનો પતિજ હું નામ રાહખેંગાર, ૧
ભાન ભુલી ભામની કેમ વનમાં ફરે;
ઉદાસ દિલ તારૂં કો પૃથ્વીમાં કરે. ૨
છે આશ શી તુજ દીલ વિશે જણાવને મુને;
કેમ આંહી એકલી કેમ દેહને દમે.

( સૌરાષ્ટ્રના મહિપતીનું અચાનક નામ સાંભળતાં રાણકદેવી મુર્છીત થઈ પડેછે, ગુપ્ત રહેલ રાહખેગાર બાહાર આવી તેને જાગૃત કરીસંતાઈ જાયછે, બેભાન હાલતમાં રાણીકદેવી શોચ કરે છે. )

**રાણકદેવી**—અરેરે! માહારા શરીરને અચાનક આ શું થયું ? અરે હું જાગૃત છઉં કે સ્વપ્નાવસ્થા ભોગવું છું! ર છે કે કોઈ બાગ છે? અરે પ્રભુ મ્હારી આ શી ગતી! અરેરે જે જે હું સાંભળું છઉં તે ખરૂં છે કે ખાલી ભણકાર ? મદન યુકત મતને ભમાવે છે ! હે દીન બંધુ ! (નીસ્વાસ નાંખે છે)

**સોરઠની ગજલ.**

( મદમત લોચન ડોલતો અલિ જાણે કામઈ આવતો એ ઢબ. )

કેમ ભાન ભૂલી હું મારા દેહનું મુજ શુદ્ધ બુદ્ધ કયાં ગઈ,

જોઉછું સ્વપ્ન કે સાચું હું અરે નિસ્તેજ મુખે કેમ થઇ.
ગાજે છે મેઘ જોરથી, કે કામ બોલે કોપથી.
મુજ મન ભેદી જાય છે પ્રિતમ તણાજ વિયોગથી,
ઓ નાથ આપી મળો તમે દીલ શાન્ત કરવા મુજકને.
દર્શનની આતૂર હું હવે દાસી સંભાળો આપને.

(એટલામાં રાહખેંગાર આવે છે તેને પ્રેમાલિંગન કરીને.)

ઉપરની ઢબ.

જગમાં દીઠા જન તો ઘણા, પણ તમ સમો એક નથી,
મનમાં સદા સમજુ બહુ પણ આ સમે લાચાર થઇ;
દુનીયાની વિશે દીલદાર જો જો મોંઘી વસ્તુ પ્રેમ છે,
તમ કાયથી તે ખરીદવો મુજ મનમાં દ્રઢ એમ છે. ૨
મમ સુખ માટે દુખ તમને આપુ કેમ અધીપતી,
કોડી તણા કારણ વીશે નવ રત્ન ડુલો મહીપતી. ૩

પ્રાણ પતિ! (મનમાં) અરે આ હું શું બોલુ છઉ? કેવું સાહસકર્મ? (ચાસન) મહારાજા! આપની યોગ્ય મેં કોઇપણ પુરૂષ આ પૃથ્વીમાં જોયો નથી. આપનો પ્રીતિરૂપી તંતુ કામનાયોનાં કોમળ રહ્દય બાંધવાને માટે પુરતો છે પરંતુ આપનો અમુલ્ય દેહ આ કિંકરીની જોખમી દેહ માટે ગુમાવવો યોગ્યજ નથી.

રાહખેંગાર—પણ કુમારિકા!

ઉપરનીજ ઢબ.

પ્રેમી જીવે જો પ્રેમી બળતાં, પ્રેમને તો ધીઃક છે;
તેથી જગતમાં પ્રાણી પયની, પ્રીતડી તો ઠીક છે.
જો જાય મ્હારૂં રાજ આજ, તમામ તો હું નવ ડરૂં,
ગીરનાર કરવા બ્હાર છે, તૈયાર તવમાં કેમ કરૂ, ૨
રાક્ષસ મનુષ્ય દેવ છે, કે ભુત છે ભુમી વીશે;
ખેંગાર ચડશે રણવીશે, કોણ જગતમાં જીતી જશે. ૩

એવો કયો પુરૂષ આ પૃથ્વીની અંદર જન્મેલો છે કે આ બહાદુર રાહખેંગારને ડરાવે? કુમારિકા! તું નિર્ભય રહે એમ કરી બોલે છે.

રાહખેંગારે— રાગ આશાગોડી.

સુરતી અજબ છે તારી, પ્રિયા મારી સુરતી અજબ તારી ટેક.
અંજન અંજીત નયન હરે મન, મારી નેન કટારી. પ્રિયા.
આનંદ ઉરમાં પ્રગટે અતીશે, શશીસમ વદન નીહાળી. પ્રિયા.
ચાલ ચતુરા હંસની માફક કુમકુમ ટીકા છે સારી. પ્રિયા.
શબ્દ મધુરા મુખે વદીને મોહ જગાવે તું પ્યારી પ્રિયા.

રતીની તુલ્યે રૂપ દેખીને મન્મથ વ્યાપે ભારી. પ્રિય૦

**રાણકદેવી.**—મહારાજા! કાંઈ નહીં પણ ગુજરાતનો અધિપતિ સિદ્ધરાજ જયસિંહ.

( એટલામાં એક ભયંકર અવાજ થાય છે કે તુરતજ રાહ ખેંગાર સ્વાર થઈ સટકી જાય છે રાણકદેવી શોચ કરે છે )

**રસીયાનો કનરો.**

પ્રીતમ મ્હારા નાશી ગયા શું પ્રીત કરી કાં મુજને છોડી.
રેહેમ ન આવી દાસી ઉપર, બ્હારની સાથ ગયા તે દોડી.
વાત પરસ્પર પ્રીતની જામી, મુકી ગયા કેમ પ્યારા સ્વામી.
કહેતી હતી હું મ્હારા મનની, આગ ઓલવવા કાજ હું તનની.
કુડે નશીબે કુડું થાયે, પ્રાણ રતન કાં નાશી જાયે.
પ્રીત રહિત સિદ્ધરાજથી વરવું, નકી કરયુ મે તેથી મરવું.

હે દયા સાગર! હે દિનકર! મેં તારી સમક્ષ મહારાજા રાહખેંગારને મ્હારા પ્રાણપતિ પ્રાણરક્ષક કર્યા છે હે જગત બંધુ! તું એ કાર્યમાં મને સાહ્યભુત રહેજે.

---

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ—જીર્ણદુર્ગમાં રાહખેંગારનું વીચાર ભુવન.**

**પાત્ર**—રાહખેંગાર, દેશળજી—રાહખેંગારનો ભાણેજ, પ્રધાન.

**દેશળજી**—મામા! આપણા આ ઈંદ્રપુરી સમ ઓપતા પતન દુર્ગમાં પદમણી રૂપી રત્ન જયાં સુધી નથી ત્યાં સુધી તે એક ખરેખર જીવ રહિત લાગે છે હાલજ મારા જોવામાં એક રમ્યરમણી આવી છે કે તેનું સ્વરૂપ જોતાંજ આપને ખાત્રી થશે કે તે ખરે ખર દૈવી સ્વરૂપ છે, વળી તે કાંઈ દુર નથી આપણા મજેવડી ગામમાંજ રહે છે.

**રાહખેંગાર**—બરોબર દેશળજી! મેં પણ તે સુંદરીને આજ જોઈ છે જેથી તેના સ્વરૂપ વિશે બહુ વિવેચન કરવાની જરૂર નથી પણ અડચણ માત્ર એટલીજ છે કે એ કુંવરીનાં લગ્ન સિધ્ધરાજથી થવાનાં નકી થઈ ચુકયાછે. કેમ પ્રધાનજી! આપનો શું વિચાર છે!

**પ્રધાન**—ભાઈ દેશળજી! તું રૂપનાં આટલાં બધાં વખાણ કરે છે તે કદાચ ખરી વાત હશે પણ તે ઈંદ્રવરણાના ફળને ખરીદવામાં કાંઈ માલ નથી, વળી સાપની ફળ ઉપર મણી, વાઘની મુછના વાળ, સિંહને કુલે મધ, એ લેવા જતાં પરિણામે અશુભ છે. કદી એક વખત ફતેહ પામ્યા તેથી વખતો વખત ફતેહ પામશું એમ

સમજતું નથી. જખરૂં તે જખરૂંજ માટે મારો વિચાર નથી કદી માહારાજાની મરજી હશે તો બીજી કન્યાની ક્યાં ખોટ છે?

**દેશળજી**—કાકા! એ તો એવડો ક્યાંથી મ્હોટો થઇ આવ્યો. શું એ ક્ષત્રી છે અને બીજા વાણીયા છે? શું એ સિંહ છે અને બીજા સાગર છે? શું એ રાજા છે અને અમે રાંક છઇએ! અલબત એને ચાહીને ન છેડત પણ આપણા રાજ્યમાંથી કન્યા રૂપી રત્ન લઇ જાય એ આપણે થોડું શરમ ભરેલું છે! મામાએ તેનું નાક કાપ્યું છે, શેહેરનો દરવાજો તોડયો છે એ શું વેર નથી કર્યું! માટે બેશક તેને તો આંહીજ લાવવી, આપ બુદ્ધ માણસ તેમાં શું સમજો સાઠે બુદ્ધિ નાઠે.

**રાહખેંગાર**—બરોબર ભાણેજ દેશળજી! હું પણ તમારા મતનેજ મળતો છવ. એ તો મ્હારો કટો દુશ્મન માહારા પ્રિય પિતાનું અપમાન કરનાર દુષ્ટ છે એ પણ જાણશે કે હજી ક્ષત્રી બચ્યા દુનિયામાં છે એને રણ પડવું છે. માહારા વિજયી દેવતાઇ કીલાની આખર સહાય છે. હા! ક્ષત્રી બચ્ચો જ્યાં સુધી યુદ્ધમાં નામ નહી કાડે, હો જ્યાં સુધી યુદ્ધમાં આયુદ્ધ પુરૂ નહી કરે, યુદ્ધમાં અગર નહીં થાય, ત્યારે જન્મીને શું કરશે દુનિયામાં શું કામ પેદા થશે માટે બસ પ્રિય ભાણેજ દેશળજી તું આજે સર્વ સામગ્રી તૈયાર કરી જા અને તે કુંભારને સમજાવી તે કામળાંગીને તેડી લાવ.

**દેશળજી**--જેવી આજ્ઞા. (સૌ જાય છે)

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ--મજેવડી ગામનો ચોરો.

**પાત્ર**--હડમત, જીવો, રામદાસ, દેશળજી, સીપાઇઓ.

**દેશળજી**--સીપાઇ! જલદી જાકે, પટેલકુ બુલાવ.

**જીવો**—રામ રામ ઘણી ખમા અન્નદાતા.

**દેશળજી**—આવો પટેલ આવો. તમે અમારે માટે કાંઇ તરખડ કરશોમાં, અમે સઉ નાસ્તો કરી આવ્યા છઇએ. ફકત અમારે હડમતનું કામ છે તેને બોલાવો.

( પટેલ જઇ હડમતને અને રામદાસને બોલાવે છે ).

**હડમત**—રામ રામ દેશળભાઇ રામ રામ.

**દેશળજી**—આવો હડમતભાઇ! આજે તમારા સરખું એક કામ પડયું છે અને તે એજ કે જ્યારથી માહારા મામા રાહખેંગારે તમારી પુત્રીનાં વખાણ સાંભળ્યાં છે ત્યારથી તેને વરવાનો

નિશ્ચય કર્યો છે અને તેથીજ અમને આ ખાંડુ લઇ મોકલ્યાછે માટે ઘેર જઇ સર્વ તૈયારી કરો. અમે થોડા વખતમાં આ ખાંડુ લઇ આવીએ છીએ માટે હવે ઉઠો સત્વર કરો.

**હડમત**—નારે દેશળજી બાઇ! ના રાઇના ભાવ તો રાતે ગયા. એતો સિંદ્ધરાજ જેસંઘની થઇ ચુકી, માટે આપના મામાને મારા પગે લાગણુ કે,જો અને કે,જો કે એ વિચાર હવે છોડી દે.

**જીવો**—હા બાપજી! જો સગપણુ ન થયું હોત તો તો કાંઇ હરકત ન હતી પહેલા તમે અને પછી બીજા પણુ આતો ગગ ઓખા ભળી ગયા. એટલે શું કરીએ! લાચાર.

**રામદાસ**—હં બાળીરાજા વહ બાતમે કુછ માલ નહીં હે રામજીકે આશરે કહાં ગુજરાતકા મહિપતિ સિંદ્ધરાજ જેસંઘ ઓર કહા રાહખેંગાર? ઉસકી સાથ બૈર કરકે હડમતકું રહેનાં કહાં? રામજીકે આશરે જો હે સો આપકે તાબેમે હે ઉસીસે સહસ્ત્ર ગણા જાદે મુલક, ઉસકે તાબેમેં હેં હડમતકુ તો કયા, લેકીન સારે મુલકકું પાયમાલ કરે. ગિરનારકે પથરેકું જમીનદોસ્ત કર દેવે એસા મહાન રાજાકો ઓરતકું રામજીકે આશરે જો હેં સો આપ લેનેકું તાકતે હો ઉસમેં પરીણામ કછુ અછા નહી હે. રામજીકે આશરે જો હે સો કહાં તલાવ, ઓર કહાં સમુદ્ર કહાં ચંદ્ર ઓર કહાં સુર્ય? કહાં કુત્તા ઓર કહાં સીંહ? આપકા બચાવ નહીં કરસકોગે તો રામજીકે આશરે જો હે સો દુસરે કે કયા કરોગે? મહારાજાસે બૈર કરનેકા, મુલકકા શ્રાપ લેનેકા ઓર અપ્સરાકું દુઃખમેં ડાલનેકા રામજીકે આશરે જો હે સો નહી બનેગા.

**હડમત**—નહીં, નહીં, ને નહીં. હજારપાણીયે પોએલ ચોળી નહીં, ના ના ને ના,

## सोरठो.

**जेसिंह देवे जाय, धार नगर ढंढोरीओ;**
**कपरो ते कहेवाय, खेंगार तुं खेधे पडयो.**

**દેશળજી.**—(તરવાર ખેંચી ઘણુાજ ગુસ્સામાં) બસ ભીખારી! બસ !!! ઘણું થયું! હદ થઇ ગધેડાના સરદાર! હે? તું જાણુતો નથી કે હજી કાલેજ મારા મામા સિદ્ધરાજનું નાક કાપી ચાલ્યા આવે છે! જા ભોંયરાના રાજા કે હંસરાજ મહીડાને રાહખેંગારના હાથ પુછી આવ્યા હો !!! જેના સક્કા સો સો ગામમાં ઝળકી રહી

છે અરે જેણે ગાદીએ બેસતાંજ દુશ્મનોને થથરાવ્યા તે હા! જેનો કીલ્લો મજબુત છે, જેને માથે જગતગુરૂ દત્તાત્રેયનો હાથ છે બસ, ચાલ્ય પટેલ! ઉઠ રથ જોડાવ તેને પણ પુછવાની જરૂર નથી હા! જેમ શ્રી કૃષ્ણ રૂકમણીનું હરણ કરી ગયા, સુભદ્રાને અરજુન હરી ગયા ઓખાને અનિરૂધ હરી ગયો, તેમ હું મારા મામા સારૂ આ હરણીનું હરણ કરી જાઉં છઉં. પછી જેમ શિશુપાળ, બળભદ્ર અને બાણાસુરના જેવા હાલ કરાવવા હોય તે આવજો (હડમત તરફ જોઇ) માન્ય માન્ય અને માન્ય અને હજી તૈયારી કર "પાછળ બુધિ બ્રહ્મ" ની શીખામણ છોડી દે.

## સોરઠો.

**બાવન હજાર બાંધીયા, ઘોડા ગઢ ગીરનાર;**
**કેમ સાંખે સોરઠ ધણી, ખોહણદળ ખેંગાર;**

**હડમત**—(વાંકુ મ્હોડું કરી) મને તો સિધરાજ મારી નાખે.

**દેશળજી**—સીપઇ! ચાલો ઘરમાંથી દાસીયોને બોલાવો જે થોડા વખતમાં સોરઠની પટરાણી થવાની છે તેને વધાવાયે (અહીં આંથી સૌ હડમતને ઘેર જાય છે અને ખાંડા સાથે યથાવિધિ લગ્ન કરી રાણકદેવીને જુનાગઢ લાવે છે.)

---

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ—રાણીકદેવીનું શયન ગૃહ.

પાત્ર—રાણીકદેવી, દાસી અને પછી રાહખેંગાર.

**રાણક**—આહા!!! પરમેશ્વરની અજબ કૃતિછે. આ મારી ઉપર આટલી નાહાની વયમાં કેટલા વિતકો પડયા અને અંતે માહારા મનથી માનેલો પતિ મળ્યો, પણ હે વિશ્વંભર હજી પણ આ દેહ ઉપર કોણ જાણે શું ગુજરવાની હશે ગુજરાતના મહિપતિ સિધરાજને જ્યારે આ ખબર પડશે ત્યારે શું તે વૈર લેવાને નહીં આવે અને જ્યારે આવશે ત્યારે લાખો માણસના જાનની ખુવારી થશે તે પણ આ દેહને માટેજ કે નહીં? ઠીક ભગવાન? જેવી તારી મરજી આ વખતે તો તાહારો આભારજ માનું કે તે મનમાનતું જોડું મેળવ્યું.

**રાણકદેવી દાસીપ્રત્યે**—સતી તણો શુભ ધર્મ હો દાસી મારી ઊઠી પ્રભાતમાં સ્નાન કરવું, પતીની સેવામાં ધ્યાન ધરવું;

પતીની રજા વિના બાર ન ફરવું કરવું ધરવું હો દાસી મારી.
સાચામાં સાચી દાસી પીયુને સેવા, આરોગવા નીત મીઠા મેવા.
સ્વામી પેલાં આપણે ન લેવા હોવા દેવા હો દાસી મારી.

**બનજારા.**

( હરી કલંક આરે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો—એ ઢબ. )

નમું નમું હું ગુરૂ ગીરનારી, ભવ ભયથી દે તું તારી;
અકળ ગતિ છે તારી નહી પાંચે હેમતી ત્યાં મારી.
આ ખેલ ભવિષ્યના ભારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
મુજ માત પિતા કોણ ક્યાંહે, ઉછરત મજેવડી માંહે;
એની જીંદગી શત્ર દુખીયારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
ક્યાં ભાળ્યો મેં કચ્છ દેશ, લાખોફુલાણી રૂડે વેશ;
પ્રભુ ગ્રહી તે બાંહ મ્હારી નમું નમું હું ગુરૂ ગીરનારી.
દીલ દીલ લગા દીલદાર, મારા પ્રીતમનો જે પ્યાર;
અરે કેમ મુકુ હું વિચારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
ભૂપ રાહખેંગાર જેહ, મન મોહન મારા તેહ;
તે પરથી હું ઓવારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
અરે દાસી તું સત્વર કરને, મુજ નાથને ઇહાં ધરને;
પ્રીતે કરીયે સ્તુતિ તારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.

દાશી ! જરા પ્રાણનાથને વીનંતિ કર કે આપનું મુખારવિંદ જોવાને આતુર છે.

**દાશી**—બહુ સારૂં બાઇ સાહેબ ! જેવી આજ્ઞા.

( રાહખેંગાર આવે છે. )

**રાણીક**—એજી મારા પ્યારા પતીયો પધારો (ચાર ફેરે બોલવું).
ધન ધન દીન આજનો મનમાં પ્રેમ વધારાં એજી મારા પ્યારા.
શીધરાજ વેરે સગપણ થયું છે ગભરાશો નહી પ્યારા એજી.
હવે ફંદ થાઓ મારા સોગન છે પ્યારા એજી.
બાંહે નાચકા નચાવું એજી હવે બીજા આવર મામાં ઉતારાં એજી.

**રાહખેંગાર**—કેમ પ્યારી ? સુંદરદને ! મને કેમ યાદ કર્યો.

**રાણીક**—પ્રીતમ ! આપના મુખારવિંદનું દર્શન જો આ દિં-કરીને થોડી વાર પણ નથી થતું તો એક ઘડી એક યુગ સમાન જાય છે. પ્રાણનાથ ! મને આ વખતે માહારી ભુતકાળની સર્વ બીના નજરો નજર કરતાં માહારૂં મન વિહ્વળ થયું પરંતુ વાહાલા પતિ ! જ્યારે તે બાબત ઉપર વધારે વિચાર કર્યો ત્યારે સર્વ વ્યાપક ઇશ્વરની કૃપાથી પાપ જેવું અમુલ્ય રત્ન માહારા નશીબમાં

છેવટને માટે લખાએલું માલુમ પડતાં તે સ્વયંભુ નિયંતાનો આ-પણ બન્ને સાથેજ રહી આભાર માનીયે તેવી ઇચ્છા થઇ અને તેનેજ લીધે આપને તસ્દી આપવી પડી માટે ક્ષમા ચાહું છઊં.

રાહખે૦—મૃગનયની! વિશાલ નેત્ર! તમારા પ્રત્યેક શબ્દ મને અમૃત તુલ્ય સુખ ઉપજાવે છે, આ બાબતમાં તમે કયું અનુચિત કાર્ય કર્યું છે કે માફી માગી મને શરમીન્દો કરોછો? ચાલો ત્યારે આપણે બન્ને સાથેજ પરમકૃપાળુ પરમેશ્વરનો પાડ માનીયે.

બંન્ને—( સાથે—દયાળુ દેવ કૃપાળુ તું—એ ઢબ. )

અરે જગનાથ અહોને હાથ, હમેશાં રાખ અમને સાથ,
દતાત્રી તું વિઘન હરજે, કૃપા અમપર સદા કરજે,
અખીલ જગનોજ કરતા તું, મયાળુ તું દયાળુ તું; ૧

રાણીક—પ્રીતમ માહારા પ્રાણાધાર, ખરે દીલદાર હૈયાના હાર,
અમર તું કર કૃપાળુ નાથ, સૌભાગ્ય રક્ષક મારો નાથ. ૨

રાહખેં—પ્યારી મારીને દેજે સુખ, કૃપા કરીને હરજે દુઃખ.
પ્રથમ મરણું મને દેજે, વિના પ્યારી નહીં કરજે. ૩

બંન્ને—પ્રીતમ પ્યારી આ પૃથ્વીમાં, કરે સુખ ચેન ખુશીમાં;
નમી નમી કરીયે પ્રણામ, કૃપાળુ ઇશ એકે જામ. ૪

રાહખેં—કેમ પ્રિયા! હવે મને કચેરીમાં જવાની રજા છે?

રાણીક—વાહાલા પ્રાણપતિ! એ શું બોલોછો? હું શું આ-પને રજા દેવાને યોગ્ય છઊં સુખેથી પધારે.

( સર્વ જાય છે. )

---

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ—જીર્ણદુર્ગ પાસેનું વન.

પાત્ર—શેરઅલ્લી, સિદ્ધરાજનો સીપાઇ, તથા ગામનાં માણસો.

શેરઅલ્લી—યા ખુદા બહુતદીનસેં થકા ભુખા ઇદર તો આ પંહોંચા, ઓર શીકાર બી બડા હાથ આયા હે, વો હીરન સામની પડા હે, ઉસકુ ઠેર કરૂં (ધીમે ધીમે પાસે જાય છે તેટલામાં આદ-મીઓનું ટોળું હોકારા કરતું આવે છે ને હરણ નાશી જાય છે. )

( luice neil ની ઢબ )

( ઇંગ્રેજી રાહ )

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ;
માહારાજા રાહખેંગારનાં, લગન થયાં તે કાજ, ૧

પેહેલો—સટાખટા ઉડાયગે હે હલ્લુકે સરદાર;

ગટર પટરમાં પેગે પેસે હે અપાર. ખુશી.

**બીજો**—આપલ્યા ઘેર તાંડુલ, ઓર ગુડઘે આઇથ્યે;

ક્ષીર ચાંગલા ઉતમ, સબસે ભાત ખાઇંગે, **ખુશી**

**સર્વે જણ**—( તાણીને ),

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ,

માહારાજ રાહખેંગારનાં, લગન થયાં તે કાજ.

**શેરઅલ્લી**—( શીકાર છટકી જવાથી ગુસ્સામાં આવી ) અરે ઓ બદમાસ લોક ! યે કયા ગરગડ સડબડ મચાઇ હે ! હમને બહુજ મુસ્કેલીસેં એક શીકાર હાથ કીયાથા વો બી તુમારી ગડબડસેં છટક ગયા, ઉતની રાડ પાડનેકા તુમારે કયા સબબ હે !

**એક જણ**—દેખો મયા સાબજ ! આજ હેસો અમારે રાજા રાહખેંગાર બહાદુરકા પરણવા રાણીકદેવીની સાથ થયા હે અને ઉસકે માટે આખા શેહેરમાં આજ ગોઠ આપી હે ઉસકે માટે આજ હમ ખુશી થાતા હે.

**શેરઅલ્લી**—દાઢી ઉપર હાથ નાંખી લાહોલ બીલાહોલ, લાહોલ બીલાહોલ, અકતફ્રૂર અલ્લા યા અકબર ! યહ કયા ગઝબ ! માહારાજા સિધ્ધરાજકી પટરાનીકું યહ રાહખેંગાર લે ગયા કયા જુલમ ! યા અલ્લા ! પાટનમેં કૈસી સાદીકી ધમાલ મચ રહી હે. યા ખુદા ! લેકીન જીયા બસ અબ યહ ખબર જલદિસે પાટનમેં પહોચાઉં.

---

## પ્રવેશ ૧૬ મો,

### સ્થળ—પાટણમાં સીદ્ધરાજની કચેરી.

પાત્ર—સિધ્ધરાજ પ્રધાન અને પાછળથી શેરઅલ્લી.

**સીદ્ધરાજ**—માહારા શાણા પ્રધાન ! લગનને માટે મુકરર કરેલ શુભ દિવસ હવે નજીક છે સર્વે તૈયારી થઇ રહી છે માટે હવે આવતી કાલે તમે માહારી આ રત્નજડિત સમશેર લઇ જાઓ અને તે કોમળાંગીને માહારો મહેલ શોભાવવા લઇ આવો. તેની સાથે હડમતને પણ તેનાં સહકુટુંબ પરિવાર મ્હોટા માન અને દબદબાથી લાવજો.

( તેટલામાં શેરઅલ્લી પ્રવેશ કરે છે. )

**શેરઅલ્લી**—(માથુ ધુણાવતો) માહારાજા ! કુછ કેહેનેકી બાત હી નહી હે કે માહારાજા સિદ્ધરાજકી પાસ ઉસ્કા કયા ચલેગા.

**સિદ્ધરાજ**—( આશ્ચર્ય થઇ ) હે કયા ?

**શેરઅલ્લી**—માહારાજા ! યઇ બાત મેરેકુ મન ખુઆરે મેરે મોંસેગી નહી કહી જાતી હે ઉને એસા અનર્થ કીયા હે કે સારી પૃથ્વીમેં ભી ન હોવે, ઉસકું આપકા તો કુછ ડર ભી નહી હે, ઓર બોલતા હે વહ ક્યા કરેગા ! ક્યા ઉસકી તાકાત હે ! ! મેરે શીવાય ક્ષત્રી અચ્છા પૃથ્વીપર હઇ નહી.

**સિધ્ધરાજ**—લેકીન ઇતના સો ક્યા હે ! !

**શેરઅલ્લી**—માહારાજા ! દુસરા તો કુછ નહીં હે લેકીન આપકી જો સાદી હોનેકી થી વહી અપ્સરાકું જીર્ણદુર્ગંકા રાજા રાહખેંગાર હરન કર લે ગયા ઓર ઉસકી સાથ સ્યાદી કી હે.

**સિધ્ધરાજ**—(ઘણોજ ગુસ્સામાં) કાંઇ ફીકર નહી, જુઓ કે, સીંહને છેડી શીયાળ કેટલી ઘડી ક્ષેમ કુશળ રહે છે! મણીધરને જગાડી ઉંદર કેટલી વાર દોડે છે!! ગજરાજને સીંગડુ મારી પાડો કેટલેક દુર જાય છે!? હા ! એ દુષ્ટે મ્હારૂં ઉત્તમ ભોજન અભડાવ્યું છે. રાવણે સીતાને હરી જતાં કાંઇજ વિચાર નહોતો કર્યો બલકે “જાનકી” લેવા જતાં “જીવ જાનેકી” લઇ લાગ્યો હતો. તેમ આ પણ રાણકદેવીને નહીં પણ પોતાના કુળનો નાશ કરનાર દેવીને લાવ્યો છે. હા ! મ્હારી કેહેવાએલીને તે હરી જાય ! હા ! મ્હારી પ્યારી વસ્તુનો તે ઉપભોગ કરે !! અરે જ્યાં સુધી હું જીવુંછું ! જ્યાં સુધી મ્હારામાં હાલવા ચાલવાની શક્તી છે ! બલકે જ્યાં સુધી મ્હારી નસોમાં લોહીનું હરવું ફરવું થાય છે ત્યાં સુધી તો તે દેવનો કે દાનવનો રાજા હોય તોપણ છોડનાર નથી ! ! ? હા વિષયી બુદ્ધિના રાહખેંગાર ? તુંને થોડીજ ખબર છે. કે આ બાહાદુર સિધરાજ તારો ક્ષણવારમાં નાશ કરશે ! આજ દિવસ સુધી હું એમ માનતો હતો કે મિત્રતાનો નાતો તેમજ દુસ્મની બરોબરીયાથીજ કરવી. પણ તે તેમાં ખલેલ પોહોંચાડી છે ! મણિધરના મોઢામાં હાથ નાંખ્યો છે. હા ! જરૂર મ્હારી ગેરહાજરીમાં તે દુષ્ટ મ્હારા દરવાજાની ઇંટો પાડી ખોખરાં કરી ગયો તે તેનાં વધેલાં હાડકાં ખોખરાં કરવાનેજ માટે. હા ! હું તેને લડતાં શીખવીશ ! ક્ષત્રીવટ બતાવીશ ! ! અને એ ફસાઇ પડેલી અબળાને જણાવીશ કે એ ખરો ક્ષત્રી નહીં પણ હંસના પીછાં ઘાલનાર કાગડો છે. સીંહ નહીં પણ સીંહનું ચામડું ઓઢનાર ગધેડો છે ! ! તેને પોતાના લસ્કરનો કે સતાનો તદ્દન વિચારજ ન આવ્યો ! પણ કયાંથી આવે ? તે તે અબળાના મોહપાસની અંદર ફસાઇ પડયો છે એજ પદમણી માટે એ રણમાં પડશે કહેવત છે કે “ વિનાશકાળે વિપરીત બુદ્ધિ ” હવે હાલમાં

એ બાબત લંબાણ કરવાનું નથી કહેવા કરતાં કરી બતાવવું કઠીણ છે માટે મ્હારા શાણા પ્રધાન ! તમે તમામ બાબતનો યોગ્ય બંદોબસ્ત કરો અને મ્હારા શુરવીર સેનાપતિઓ ! મ્હારા બહાદુર ક્ષત્રિ લડવૈયાઓ ! સર્વ તૈયાર થાઓ કાલે આપણે અહીંયાંથી કુચ કરવાની છે;



## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ—પાટણથી સોરઠ જવાનો રસ્તો.

પાત્ર—સિદ્ધરાજ, સેનાપતિ, સીપાઇઓ.

**સિદ્ધરાજ**—મ્હારા બહાદુર સેનાપતિઓ ! અને ક્ષત્રિ લડવૈયાઓ ! તમારા સર્વેના જાણવામાંજ છે કે, લડવું એ છોકરાંની રમત નથી. નથી ખેલવું સેતરંજ, કે નહિ ચોપાટ, નહીં ગંજીફો કે નહીં બાજી, નથી વાત કરવી કે નથી બેઠું રહેવું. તરવારોના સખત ઝટકા, બંદુકોના સખત ઘા, ભાલા અને તીરના સખત મારની આ શુરવીર રમત છે, તેમાં દરેકનું માથું ધડથી જુદુ થશે. કહી લાંબા દિવસ ભુખે કહાડવા પડશે, ટાઢ પડશે, ટાઢ અને વખત તડકો વેઠવો પડશે, માટે જેઓને હીંમત હોય તેજ મ્હારી સાથે આવવા હીંમત કરજો. મ્હારો ખાસ નિશ્ચય છે કે દરેક લડવૈયા પડશે તેની સાથે હું પણ રણમાં પડીશ તોજ તે કોમળાંગીને છોડીશ; માટે હજી હજી અને હજી, ફરી ફરીને કહું છઉં કે જેને પાછુ જવું હોય તેને ખુશીથી જવું.

**સિદ્ધરાજ**—બોલે છે.

અરે દુષ્ટ ચંડાળ સુભટ સૌ દીલમાં લાજી મરોરે (બેવાર) અરે દુષ્ટ.
ધણી તણું નીજ નીમક ખાઇ પછી શું વિચાર કરોરે. અરે.
અરે લુચ્ચા ડાંડ લફંગા કર દઉં અખંડા નહી થાય છુટકોરે. અરે.
દાઢી કાતરી મુંછ મુંડાવી વેંઢળ નામ ધરોરે. અરે.
નહીં નહીં જગ ઇશ્વર સાંખે, નરકેથી નહીં નીકળોરે. અરે.
આ વખ્ત જે પાછો હઠશે તેને કાંઇજ છરોરે. અરે.
ભય મેલી ઝટ પ્રાણ નીકાળી કાઢું પ્રાણ પરોરે. અરે.

**સર્વ લશ્કર**—મહારાજા ! અમે સર્વ ક્ષત્રી છઇએ અરે જો લડવાથી ડરી પાછા જઇએ તો અમારી જનુની લાજે, વળી આજ દિવસ સુધી અમે આપનુંજ નિમક ખાધું છે તે જો બર ન લાવીએ તો નિમકહરામ કેહેવાઇએ આ શરીર છે તે અમોએ આ-

ધનેજ અર્પણ કરેલાં છે. માટે માહારાજા ! અમે કદી પણ પાછા ફરવાના નથી ગમે તેમ થશે તોપણ અમે આપની સાથેજ છઇએ ક્ષત્રી પુત્રોને રણભુમીપર પડવું એજ ઉચિત છે માટે કૃપાનિધી આવો અનુકુળ વખત મુકી ઘરને ખુણે મરવા કદી પણ ચાહતા નથી માટે જેમ બને તેમ જલદી ચાલો અમે સર્વ હાજર છઇએ.

**સિદ્ધરાજ**—શાબાશ ક્ષત્રિ પુત્રો ! એજ યોગ્ય છે; ચાલો ત્યારે, આપણે ચાલવા માંડિયે.

**સર્વ લ૦**—

ધરીને હામ કરવા કામ રાખીયે ક્ષત્રિનું નામ,
લડાઇ મચાવી આઠે જામ, દઇ દંડ ભેદ સામ.

**સિદ્ધ**—

શુરવીર મારા શાણા આજ, રાહખેંગારથી પડ્યું છે કાજ;
લડો લડાઇ ખુશી સાથ, બતાવો શત્રુને હાથ,

**સેનાપતિ**—

માહારાજા રાજ સિદ્ધરાજ, સેનાપતિ હું આપનો આજ;
ખડગ ચલાવી સૌથી શ્રેષ્ટ, મારી લાત ફોડું પેટ.

**સિપાઇ**—મઝા વરધી સત્વર દેઉ, લશકર જાકે ઉઠે ઠેઉં;
બાઇ કોલામી જલદી ઘેઉ, માર તોડ ફોડ કરન.

( સર્વ ચાલતા માંડે છે. )

---

## પ્રવેશ ૧૮ મો.

### સ્થળ—રાહખેંગારની કચેરી.

**પાત્ર**—

રાહખેંગાર, પ્રધાન, સેનાપતિ અને પાછળથી સિધરાજનો દુત.

**રાહખેંગાર**—પ્રધાનજી ! આપણે સિધરાજથી જાગૃત રહેવાની પુરી જરૂર છે. કારણ જ્યારે તેને આ વાતની ખબર પડશે ત્યારે બેશક મોહોટું લસ્કર લઇ આવશે કારણ હું તેના સ્વભાવને સારી રીતે જાણું છઉં કે તે ઘણો જીદ્દીજ માણુસ છે, માટે આપણે આપણી તમામ તૈયારીમાં રહેવું ડાહાપણ ભરેલું છે.

**દુત**—( સિધરાજનો કાગળ રાહખેંગારને આપે છે. ) માહારાજા ધિરાજ રાહખેંગાર ! યહ કાગજ ગુજરાતકા મહિપતિ સિધરાજ જયસિંહ બહાદુરને ભેજા હય.

**રાહખેં**—( કાગળ વાંચતાં ઘણાજ ગુસ્સામાં આવી જાય છે )

પ્રધાનજી! જે પ્રસંગ હાલ ચાલતો હતો તેજ પ્રસંગ વિશે આ સંદેશો છે આ સપેથી! એવું જણાવે છે કે, ઘણુંજ મોહોટું લશ્કર લઇ સિધરાજ આ તરફ આવતા ચાર દિવસ થયાં નીકળી ચુક્યો છે પરંતુ કાંઈ ફીકર નહી તેના મનમાં યશોવર્મા ઉપર મેળવેલી જીતથી ગદ ચડ્યો હશે પરંતુ આ કીલ્લો જીતવો ઘણોજ કઠણ પડશે. હા, મારા ગીરનારના સખ્ત પથરા જેવા મારા સખ્ત શુરવીરોને હાથે તે દરેકનાં માથાં માતા અંબિકાજીને ચડાવીશ!! અરે ગમે તેમ થાય તોપણ મરવું યા મારવું એ શીવાય બીજો કાંઈ રસ્તોજ નથી એના દીલમાં તેણે એમ ખ્યાલ કર્યો હશે કે મારા સૈન્યના દેખવાથી તે નાશી જાય! પણ ધિક્ક છે, તેની બુધ્ધિને જે ખરો ક્ષત્રિ પુત્ર છે, તે જીવ જાતાં સુધી પણ ટેક મુકનાર નથી, પણ પ્રધાનજી! આપણે એટલું તો વિચારવાનું છે કે, તેની સામે કીલ્લો છોડી લડવા જવામાં માલ નથી, એમ સાહસ કરી એક થોડા વખતમાં વગર પરીશ્રમે તેને લાભ નજ આપવો. એ પણ યાદ કરે કે હું લડવા ગયો હતો. માટે આપણો ઉપર કોટનો કીલ્લો જલદીથી સમરાવે કે ત્યાં જઇ રહેવું ત્યાંથી ગીરનારની ગુપ્ત ગુફાઓ મારફતે જે જોશે તે મળી શકશે, મારા શુરવીર ક્ષત્રી પુત્રો! મને તમારી પુરણ ખાત્રી છે કે તમે તમારી નાત જાત અને જનુની દીપાવશોજ.

દુહો—નીરબળ સતરૂ સબળ રાજપર આજ ચડીને આવે છે.

સીંહ સમાન સુરા રાજાને એક સોયાળીઉ ગભરાવે છે.

કેમ બોલોછો રાજાજી આવી કાયરની વાણી,

આપ ગતી કદાપી આવી નહોતી જાણી'

મને લાગે છે કે હાય હવે થાશે એઠી હાની. નીરબળ સતરૂ.

ચોપદાર—કાચારી બરખાસ્ત મેહેરબાન સલામ.

---

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ—એક મેદાન.

(બન્ને તરફનાં લસ્કર ઘણુંજ જોસથી લડે છે.)

**સિધ.**—લડો મારા બાહાદુર લડવૈયાઓ! લડો, લડો તમારા નામ માટે, લડો તમારી કીર્તી માટે, લડો તમારા દેશને માટે જેવી બાહાદુરી તમોએ વખતો વખત બતાવી દુશ્મનોને જેર કર્યાં છે તે તમારૂં શુરવીર યાદ કરો, અને લડો, રાહખેંગાર તું યાદ રાખ કે આ મારી સમશેર તારા લોહીમાં રંગી તે પાછી સાબર-

મનીમાં [illegible] સારેજ-ધ્યાન કરીશ, તું ખાત્રીથી સમજજે કે, કરોડો વર્ષ થઇ જાય તોપણ એ રાણકદેવી મારી પ્યારી વસ્તુને હું છોડનાર નથી. તારા દરેક લડવૈયાઓના શીષ ઉતારીશ, તારા રાજને અને તાજને ધુળમાં મીલાવીશ માટે આ વાતનો ખ્યાલ કર અને ખાલી વિચારમાં રાજ અને રઇયતને હેરાન નહીં કર, જેમ બને તેમ જલદી શરણે આવી સુંદરીને સોંપી જા, કે તેથી તુને અભય દાન આપી નીર્ભય કરૂં, અમે એગને એમ પાછો ચાલ્યો જાઉં માટે માન.

રાહ—કહેવું સહેલું છે અને કહેવું કઠણ છે. જે મ્હોડે બોલે છે તે પાળી શકે નહીં તો પછી તેનું જીવતર વૃથા છે. જે કુતરૂં ભસે છે. તે કરડતું નથી. હું તારી એવી ધમકીથી કદી ડરનાર નથી, ગમે તે થાય તોપણ આ શિર માટે તે સુંદરી છે. માટે વૃથા બકવાદ કર્યા કરતાં સમસેર ચલાવવી એજ ઉચિત છે. મારા બહાદુર ક્ષત્રી પુત્રો! આવો વખત ફરી ફરીને આવનાર નથી. ઘેર બેઠાં ગંગા આવી છે તે સૈન્યરૂપી ગંગાના રકત રૂપી તમે ઝુકાવો અને તમારૂં નામ અમર કરો આ નાશવંત જગતમાંથી કીર્તિ શીવાય બીજું કાંઇ પણ સાથ આવવાનું નથી. પછી પવિત્ર રણક્ષેત્રમાં પડવું. ગાંધર્વ કન્યાઓને વરવું અને દેશને માટે જીવ દઇ સ્વર્ગીઓને ખુશ કરવા એ શીવાય બીજું કાંઇ પણ સાર્થક નથી. માટે લડો અને લડો, જીવ જતાં સુધી શુરવીર અને ક્ષત્રી જાતને એબ લગાડતા નહી (આવી રીતે બન્ને બાજુ ઉશ્કેરણી થાય છે. અને લશ્કર ઘણુંજ જોરથી લડે છે.

---

## પ્રવેશ ૨૦ મો.

### સ્થળ—ખાનગી બેઠક.

### પાત્ર.

( રાહખેંગાર—અને દેશળજી. )

રાહ—પ્રિય ભાણેજ દેશળજી! ઇશ્વરના પ્રતાપથી ખુશી થવાનું એટલુંજ છે કે આજે ૧૧ અગીઆર વર્ષ થયાં સિદ્ધરાજે કોટને ઘેરો ઘાલ્યો છે. છતાં કંઇ પણ તક મળી શકી નથી, અને હેરાન હેરાન થઇ ગયો છે. આપણા ખમુસ જાસુસથી એવી ખબર મળ્યા છે "સિદ્ધરાજનું લશ્કર તમામ બેદીલ થઇ ગયું છે. અને દેશતરપ પાછું ફરવા ઉશ્કેરાઇ રહ્યું છે તેને સિધરાજે ઘણું

હમણાંથી ચાલતા ચોમાસાના ચાર મહીના રોક્યા છે. અને દીવાળી બાદ તરત ઉપડી જવા તેણે ચોક્કસ ઠરાવ કર્યો છે" આજ સુધી ઇશ્વરે આપણી લાજ રાખી છે. તેવીજ રીતે આ ચાર માસ રાખે તો આપણા આનંદમાં કાંઇ ન્યુનતા રહે નહીં, અને મને ખાત્રીછે કે આપણો ગ્રહ હાલ સવળોજ છે, જેથી આજ સુધી પાર પડયું અને તેવી રીતે છેવટ સુધી થશે. પરંતુ ભાઇ દેશળ! આજે ગુપ્ત રસ્તેથી જે દારૂ આવેલ છે, તે કયાંછે! લાવજો ખરો, જરા પીએ, અને જીવને આનંદ પમાડીએ, આપણે ઘણે ભાગે નિર્વિઘ્ન થઇ ગયા છઇએ.

**દેશ**—મામા! આપનું કહેવું તદન ખરૂં છે. હું કાલે રાત્રીએ કીલ્લા ઉપર ફરવા નીસરગો હતો અને તે વખતે કીલ્લાની દરેક બાજુએ થેરાઇ રહેલા લશ્કરની ટુકડીઓના અમલદારો તેમજ સીપાઇઓ તોબાહ પૂકારતા હતા તેનું કારણ એવું હતું કે એક તો લાંબો વખત નીકળી ગયો છતાં રતીભાર પણ ફતેહ મેળવી શકયા નહીં બીજું જંગલની ઝેરી હવાને લીધે લશ્કરની તંદુરસ્તી બગડી છે. ત્રીજું ચાલતા ચોમાસાને લીધે ઝેરી જીવ જંતુનો ઘણો ઉપદ્રવ છે. અને ચોથું તથા મ્હોટું કારણ એજ છે કે સીદ્ધરાજ આ નાસી પાસીથી ઘણોજ બાહાવરો બની ગયોછે કોઇ દીવસ તે કોઇ સાથે હસીને વાત કરતો નથી અને જેને તેને ધમકાવ્યા કરેછે વગર વાંકે મારે તે અને આખા લશ્કરમાં માતેલા સિંહની પેઠે ફરેછે અને આવી હાલતને લીધે લશ્કર તમામ બે દીલ થઇ ગયુ છે અને આ સીપાઇઓની તથા અમલદારોની બીન તકસીર આબરૂ પાડેછે તેનું મગજ તદન ચળી ગયું છે, દીનદશાની તેને ખબર નથી અને આપના કહેવા મુજબ તેઓ ચોમાસા પછી કુચ કરશે એ પણ ખરી વાત, કારણ આ તમામ હકીકત મેં કીલ્લા ઉપરથી નીચેની ઘેરો ઘાલી પડેલી ટુકડીઓના મુખથી સાંભળી છે, મામા! એક તો આપના પુન્યથી અને બીજું શ્રી ગીરનારીની કૃપાથી બેશક આપણે ફતેહ પામશું એમાં નવાઈ નહીં, કારણ તેનાં તમામ શુભ ચિન્હો હાલથી માલુમ પડે છે અને વળી જોશું હાલ તો આપના પ્રમાણે મધ હાજર કરૂં. ( એમ કહી જાયછે અને દારૂ લાવે છે. દેશળજી તેમજ રાહખેંગાર અરસપરસ એક બીજાને ખુબ તાણાખેંચ કરે છે અને દારૂ પીએ છે તથા વારાંગના ગાય છે અને એવી રીતે ઘણોજ દારૂ પીએ છે.

## વારાંગના— રાગ કાફી તાલ દીપચંદી.
## ( ખુદાદોસ્ત મુલતાંનકી પ્યારી—એ ઢબ. )

જામે કીરતી જગમાં તમારી, પ્રભુ આપે સુખ ભારી. ટેક.
યાવત ચંદ્ર દીવાકર સુધી, રાજ રહે સુખકારી;
પુત્ર પૌત્ર વધુ વંશજ વધજો, સાથે હાંહાં સાથે રહો શુદ્ધ નારી.
સમદ્રષ્ટી રાખોછો સૌપર, પ્રજા પુત્ર સમ પ્યારી;
દીલ દરીયાવ દયાવાન દંપતી, જોડ હાંહાં જોડે પ્રભુકર નહીં ન્યારી.
મનુસ્મૃતિથી ન્યાય ચલાવો, શીક્ષા આપોતો સારી;
નીચ લબાડ જે લાંચીયા પાપી, તેની હાંહાં કરોછો ખુવારી.
સુખી સુખી રહે પ્રજા તમારી, રહે સદા નીર્વીકારી.
પ્રેમ પ્રજાનો આપની ઉપર, મુખથી, હાંહાં મુખથી ન શકીયે ઉચ્ચારી.
દુસ્મન દળ જે આવી ચડ્યું છે નાશ નાખે તે વિદારી;
ઇશ કૃપાથી ફતે તમારી, અરી, હાંહાં અરી, ડરી જાય હારી.

**રાહુખેં**—શાબાશ, ભાઇ દેશળજી, આ વારાંગનાઓને યોગ્ય શીરપાવ અપાવો ( દેશળજી તેને શીરપાવ આપે છે ) ભાઇ દેશળ આ દારૂ ઘણોજ લેહજતદારછે. જેથી હું ધારૂં છઉં કે તું થોડો અંતઃપુરમાં આપી આવ. કારણ એ પણ આપણા સુખ દુખમાં વિભાગી છે જ્યારે આપણે આવી રીતે આપણા ઉપર ટંગાઇ રહેલા દુઃખના વાદળાનું દુઃખ દુર કરીયે ત્યારે તેને પણ બેશક નચીત થવું જોઇએ કારણ આ બધાનું મુળ તેજ છે. અને તેને માટે પારાવાર બળાપો વખ્તો વખ્ત મારી સમક્ષ અને મારી ગેરહાજરીમાં કરે છે. એવી મારી પુર્ણ ખાત્રી થઇ છે માટે જા.

**દેશળજી**—મામા? આપની આજ્ઞા હું શિરોચરમ કરૂં છઉં પણ મારી એક વિનતી છે અને તે એટલીજ કે, નિસાનો જોશ મારામાં પુરછે મને આ વખતે પુરિ શુધિ નથી અને વખત જતે તેટલી પણ નહીં રહે એમ હું ધારૂં છઉં મારા મગજમાં ચક્કર આવે છે અને મારો જીવ ઉંડો ઉતરે છે, આવે બારીક સમે ત્યાં જવું એ હું સલાહ ભરેલું માનતો નથી મ-મ માટે આપ કૃપા ક-ક-રી બીજાને આજ્ઞા આપો, અને મમ મ-તે મ-મ માફ કરો મને પુરી દી-દી દીલગીરી થાય છે કે મેં આ દેહ ધરી કદી પણ આપની આ આ-આ ગ-ના ઉલંઘ ધ-ધ ન કરી નથી પણ લા-લાચાર છઉં.

**રાહુખેં**—પ્રિય ભાણેજ; દેશળજી કાંઇજ ફીકર નહીં ઘણે દુર જવું નથી આ નજીકનું મણીમય શયનગૃહ છે ત્યાં જઇ આપી આવો અને પછી તુરત પાછા આવજો એટલા વખતમાં કાંઇ હરકત

નહીં આવે તમારા શીવાય બીજું કોણ ત્યાં જઇ શકે તેમ છે?

**દેશળજી**—જજજ જેવી આપની આ-આ-આ-આગના.

( એમ કહી નીશાના પુર જોસમાં લડથડીયાં ખાતો જાય છે. )

---

## પ્રવેશ ૨૧ મો.

### સ્થળ—મણીમય શયનગ્રહ.

**પાત્ર**—રાણીકદેવી, દેશળજી, અને પછીથી રાહખેંગાર.

**રાણીક**—( દેશળ તરફ જોઇને ] ભાઇ દેશળ આજે આમ ડોલતો ડોલતો કેમ આવે છે તેને પુછું તો ખરી દેશળજીભાઇ; આજે આપના દુશ્મનની તબીયત કેવી છે?

**દેશળજી**—મ મ મ ભાભી આજે આજે આજે (ખુબ હસેછે) ગુમ રસ્તેથી ઘણોજ ઉમદા દારૂ આવ્યો છે. તે મેં અને મારા મા સાથે ખુબ પી-પી પી-પીધો ( ખુબ હસે છે)અને તમારે મ મ મ માટે મોકલ્યો છે તે તમે પીઓ આ-આ-આ લ્યો ( આપેછે. )

**રાણીક**—ભાણેજ; આ મધ ખાસ મારે માટેજ મોકલ્યો છે?

**દેશળજી**—હહહ હા! હા! હા! ( ખુબ હસે છે. )

**રાણીક**—(સ્વગત)આહા પરમેશ્વર! આજ દિવસ સુધી મેં કોઇ કોઇવાર મધપાન કર્યું છે પરંતુ તે મને માફક નથી તોપણ પ્રિય પતિની અગ્ના પાળવા માટે તેમ કરવું પડે છે.

( મધના પ્યાલા તરફ નજર કરીને )

**વસંત તિલકા વૃત.**

રાગ—પીલુ તાલ—દીપચંદી

શું રમ્ય આ મધુ અતીજ ગુલાબી લાગે,
આનંદ દીલ થઇને દુખ સર્વ ભાગે;
અંતે કરે મનુષ્યને નિસતેજ એ તો,
જાણો જરૂર મનમાંજ ખરાબ તે તો;

**શાર્દુલ વિક્રીડિત વૃત**

દીઠામાં નહી માલ હાલ જરીતો, બેહાલ અંતે કરે;
એવો જે અતિમધ મુજ મનથી, પીવો નહીં તે ગમે.
ક્યારે મમ નાથના હુકમને, આધીન હું થાઉં છૌં;
કારણે મધુપાન મુજ મનમાં, હેરાની પામુંજ છૌં.

હેજગતકરતા! ગમે તેમ હોય તોપણ પતિની આગ્ના પાળ-વી એજ સતીનો ધર્મ છે. એમ કહી મધપાન કરે છે, થોડીવાર

પછી ઘણીજ બેશુદ્ધ થઇ જાય છે.

### શિખરીણી વૃતની ચાલ

થર થર થર કંપે છે દેહ મુજ આ સમે;
નયન ઉંડાં જાએ દીલ અધીકું દમે.
નિશામાં ચકચુર થઇછુ હું હરી;
રાખો મારી લાજ કહું છઉં ક-ર-ગ-રી-ઇ-ઇ-ઇ

( આવી રીતે બોલતાં તુરત બેશુદ્ધ થઇ જાય છે અને પાસેના પલંગ ઉપર લડથડી પડે છે. )

**દેશળજી**—( નીશામાં પુર બે શુદ્ધ થઈ ) હ હ હાહાહાહાહા (ખુબ હસે છે અને થોડીવાર પછી તે પણ બેશુદ્ધ થઇ જે પલંગ ઉપર રાણીક દેવી પડી છે, તેના ઉપર તે પણ પડે છે)

**રાહખેં**—પ્રવેશ કરી ઉપર પ્રમાણેનો દેખાવ જોઇ ઘણોજ ક્રોધાતુર થાય છે, અરે આ શો ગજબ! આ શું મારી નજરે જોઉં છઉં! સ્વપ્ન તો નહી ( પોતાની આંગળી કરડી જુવે છે ) નહી નહીં ખરેખર હું જાગૃત છઉં અને જે જોઉં છઉં તે ખરૂંજ છે, ત્યારે શું આ બન્ને દોષિત છે ના એમ કેમ મનાય! મારી પ્રાણપ્રિયા શુદ્ધ સ્નેહી-શું તેનામાં આવી ભુલ પડે! કદીજ નહી મારા લાંબા અનુભવ ઉપરથી હું સિધ્ધ કરૂં છઉં કે આ અબળા ખરેજ પવિત્ર છે ( પરંતુ ઘણા ગુસ્સામાં ) નીમકહરામ! જેને મેં પાળી પોષી મ્હોટો કર્યો અને આવી પાયરીએ ચઢાવ્યો તેજ દુષ્ટ થયો તેનીજ નીતિ બગડી બીચારી પવિત્ર અબળાને અતિ મદ્યપાન કરાવી બેશુધ્ધ કરી. પણ હવે વીચાર શું કરવો? આવા નીચ પાપીને દુનિયામાંથી ઓછા કરવા એજ ઉચિત છે. ( એમ કહી એકદમ પોતે તરવાર ખેંચે છે અને દેશળજી ઉપર જોરથી ઝટકો મારે છે પરંતુ તે પલંગના પાયામાં વાગતાં સદરહુ પાયો જુદો પડી જાય છે અને પલંગ વાંકો વળી જાય છે તેથી બન્ને જાગી જઈ શુધીમાં આવે છે.

દેશળજી પોતાના મામાને આવી રીતે ક્રોધાતુર જોઇ તેની પાસે હાથ જોડી નીચો નમી ઉભો રહે છે તેને રાયખેંગાર ઘણાજ જોસથી ધમકાવે છે.

નીચ ઘાતકી! ચંડાળ! પાપી દુષ્ટ! નીમકહરામ તારૂં કાળુ મુખ મને વધારે વખત નહીં બતાવ. મેં તુને આજ દીવસ સુધી કેટલાક પ્રેમથી અને માનપુર્વક રાખ્યો, તેનો પણ તેં જરા વિચાર ન કર્યો.

કેશળજી—( સજળ નેત્રે ) મામા ! હું ખરેખર નિર્દોષ છઉં પુરેપુરો તપાસ કર્યા શીવાય વચનરૂપી શસ્ત્રધારથી મન ઘાયલ આપવો એ આપ સરખા કદરદાન મુરબ્બીને ઘટિત નથી કૃપા કરી શાન્ત થઇ મારી અર્જ સાંભળો.

## તાલ કવ્વાલી.

( અયબીજ મોહોબત તોડી મેં દાદી દીવાનાને—એ ઢબ. )

કરગરી કહુંછું, તમે વચન સુણો મામા મારા આ વાર.
નથી વાંક જરી (૨) તમે માનોછે નિરધાર ટેક.
છઉં જાતવંત (૨) એમાં નહી સંદેહ;
મુજ મનમાં નીશ્ચે જાણું, મુજ માવુ ખરીછે એહ. ૧
કરી અરજ આજ (૨) નહી જોવાને તે ટાણે;
હતો આગ્રહ આપનો પુરો, બનીયું છે આજ પ્રમાણે. ૨
હતો નીશામાં (૨) ચકચુર બન્યો તે વખ્ત;
નહીં શુધ રહી શરીરની, હું પડયો ઉપર આ તખ્ત. ૩

વડીલશ્રી જે વખ્તે આપે મદ્યપાન કર્યું અને આપે મને આંહી આપવા આજ્ઞા આપી તે વખ્તની મારી બોલી તથા શરીરની શુધ્ધિ વગેરે આપે જો બારીક નજરથી તપાસ્યું હશે તો, આપની ખાતરી થવી જોઇએજ કે મને તે વખ્તે કાંઇ પણ ખબર નહીં હતી, મે પણ આપની પાસે વિનતી કરી હતી કે મને ત્યાં જવાને માટે માફ કરો તો પણ આપે આગ્રહ કરી મોકલ્યો. આંહી આવી ને મેં ફક્ત મારી માતુશ્રી તુલ્ય મામીના હાથમાં પ્યાલો આપ્યો તે પછી શું થયું તેની પણ મને ખબર નથી મને આ પલંગમાં કોણે સુવાર્યો તેની પણ હું જાણતો નથી માટે કૃપા કરી મારા ઉપર આવું કલંક નહીં ચડાવો, અને મને ક્ષમા કરો.

રાહુ—ચુપ રહે દુષ્ટ, તું મને શું સમજાવવા જાય છે? મેં જે નજરો નજર જોયું તે હું કેમ ખોટું માનું!

## રાગ ક્ષત્રી કલંકનો.

આ દુષ્ટ કર્યું કાંમ, કેવું મેં નજરે દીઠું રે,
કવું કરવા બીડી હામ, બોલે શું મુખથી મીઠું રે.
રાખ્યો પુત્ર સમાન મેં આજ, કેવું મેં નજરે દીઠું રે
કેવું કીધું નિર્લજ કાજ, બોલે શું મુખથી મીઠું રે.
અન્ન ખાઇને થયો છે હરામ કેવું મેં નજરે દીઠું રે;
ધીક લુચા મુકી તેં માથ, બોલે શું મુખથી મીઠું રે.

પુરૂષ મારૂ સમાન આ નાર, કેવું મેં નજરે દીઠું રે,
ફટ પાપી નીર્લજ જાત, બોલે શું મુખથી મીઠું રે.
કર્યું પાપ અગાધ તેં આજ, કેવું મેં નજરે દીઠું રે,
વળી જુઠું વદે તે કાજ, બોલે શું મુખથી મીઠું રે.
શું ઉભો બેવકુફ મુરખ,કેવું મેં નજરે દીઠું રે.
જાજા ગદ્ધા તું ધુર્ત, બોલે શું મુખથી મીઠું રે.

જાજા અહીંયાંથી દુષ્ટ. તારૂં કાળું મોં મને હવેથી કદી બતાવીશ નહીં (એમ કહી લાત મારી કાહાડી મુકે છે.)

**રાણી**—(એક તરફ ઉભી રહી ધ્રુજતી હતી તે ઘણેજ ધીમે સ્વરે કહેછે) પ્રીયપતિ પ્રાણનાથ ! શિર છત્ર ! અમે બન્ને ચરેજ નિર્દોષ છઇએ. (હાથ જોડીને.)

## રાગ—ભેળવીતાલ ગજલ

( ચંદ્રમુખીને એકલી છોડીને આવ્યો અહીં ) એ ઢબ.

ક્ષમા કરીને ભુપ હો દારૂમાં બેહાલ થઇ;
રહી ન શુધ્ધ દેહની બેશાગ થઇ પડી અહીં. ટેક.
કરીને મદ્યપાન હું સુતી હતીજ જે ઘડી.
તુરતમાં દડી પડી પલંગમાંજ તે ઘડી. ૧
દેશળ બીચારો ઉભો તો, નીશામાં ચકચુર થઇ;
બેશુદ્ધ થઇ તે પડયો પુરજોસ ફેરથી. ૨
નથી ક્રિયા પ્રિયાની કંઇ તે જાણજો રાજન સહી,
તમ ચિતનિજ રીતમાં ભયભીત આજે હું થઇ. ૩

પ્રાણનાથ ! એમાં એનો કાંઇ પણ વાંક નથી, મદ્ય ઘણો જલદ હોવાથી મને ઘણો નીસો ચડયો તેથી બેભાન થઇ ગઇ અને તેને પણ તેવી રીતે થયું છે, માટે કૃપા કરી અમને બન્નેને ક્ષમા કરો. ( નમે છે. )

**રાહુ**—( હસીને ચહેરે ) એમાં તમારો કાંઇજ વાંક નથી

( તેરા ફરમાન એ શાહા મેં બજાકે આતી હું એ ઢબ )

નથી વાંક તુંજ પ્રિયા શાને દિલગીરી કરે,
વાંક આવ્યો છે દેશળ કેરો નજરે. ૧
આવો પ્રાણ પ્રિયા તમે બેસો પાસ મારી સહી.
રાખો દીલગીરી તો મારાજ સોગન છે અહીં. ૨

પ્રાણપ્રિયા ! તમે શા માટે શોકાતુર થાઓ છો ? એમાં તમારો બીલકુલ દોષ નથી. એ દુષ્ટ દેશળે તમને વધારે મદ્ય પાઇ જાણી બુઝીનેજ બેશુધ્ધ કરેલ છે.

**રાણી**—સ્વામી નાથ ! આપના પ્રેમને હું આધીન છઉં, મારા ઉપર આપનો દ્રઢ સ્નેહ એટલો બધો છે કે તે કહેવા હું શકિતવાન નથી. પરંતુ પ્રિય પતી ! હું અનુમાન કરૂં છું કે દેશળજી પણ નિર્દોષ છે. પ્રાણાધાર ! તે ગમે તેમ હોય પણ મ્હારૂં ચિત્ત હાલ ઘણુંજ વિહ્વળ રહે છે. દીનદયાળ આપણા ઉપર કેમ દયા નથી કરતો. અને આપણા ઉપર ટંગાઇ રહેલું દુઃખનું વાદળું કેમ નથી વિખેરી નાંખતો ? મ્હારા રમણીય કાન્ત ! આવા બારીક વખતે એક નિમિષ માત્ર પણ આપથી દુર રહેવા મ્હારૂં અંતઃકરણ બીલ્કુલ ના પાડે છે અને મન ઘણું ખેદ પામે છે.

**રાગ સારંગ તાલ ગજલ.**

( ખતઝદા કયા ખ્વાબ દીખાય મેરે અલ્લા. એ ઢગ )

આપથી જુદુ હવે મુજથી ના રહેવાય.
આપની જુદાઇથી સુખ સર્વ જાય. ટેક.
વિયોગ આપના પિયુ જે ઘડીથી થાય
વારી વિનાની વેલ જેમ, તેમ મુંજ દીલ સુકાય ૧
જાવું ને લડવા કદી કરોને ઉપાય;
પ્રાણથી જુદી હવે પ્યારી નહી થાય. ૨
પ્રિતમ પ્રેમ આપનો દીલ ન સમાય;
તેનાંજ ખાતર પ્યારા હું જાવા ને દઉ કયાંય. ૩
અર્જ દીન દાસી કેરી લેજો લક્ષ માંય;
દુઃખી કરો નહીં મુજને, કહું પડી તમ પાય. ૪
દુઃખ જુદાઇનું કદી મુજથી ના સહેવાય;
પડશો વિખુટા જો તમે પાડીશ મ્હારી કાય. ૫
વિખુટા પડો નહી ચીત્ત એમ ચાહાય
મારા સમ સાચુ કહો, દીલ બહુ ગભરાય. ૬

**પ્રાણનાથ**—! લડવા જશો તો ત્યાં, કીચારીમાં જશો તો ત્યાં મતલબ જ્યાં જ્યાં આપ પધારશો ત્યાં ત્યાં હું આપનીજ સાથે યોગ્ય પોશાક પેહેરી રહીશ પણ આપથી કદી જુદી નહી પડુ માટે વાહાલા નાથ ! ગમે તેમ કરી એ દુષ્ટને સમજાવો અને આ આફત દુર કરો.

**રાહખેંગાર**—પ્રીયા ! ધીરી થા, શા માટે અધીરી બને છે સાંભળ.

**રાગ બીલાવર તાલ દાદરો.**

( ચેનનાં પડે દરશ પીયુ વીના રે. ઢબ. )

શાન્ત શાન્ત તું શાન્ત રાણી રે, શાને શોક, કરે અથોક;

છે તે રોક, મનને રોક, ડાહી છે તું રાણી રે  શાન્ત.
નમ  કરીયે અરીને સતીરે, લાજ જાય, ક્ષત્રી માંહ્ય;
દુખ્ખા થાય, દીલ ત્યાંહ્ય, લાજે મા નકારે.  નમન.
હીંમત હારવી નહી ઘરે જસીરે, બનવું વીર, ધરીને ધીર.
મારીને તીર, મારવા મીર, જાય નાસી અરીરે  હીંમત.
પ્રેમ તાહારો પુર્ણ છે પ્રિયારે, તુજ જુદાઇ ના સહેવાય.
દીલ દુખાય, સુખ્ખ હરાય, કરીશ કાંઇ ક્રિયારે.  પ્રેમ.
નહી તજુ તુને પ્રાણ માહારીરે, તુંજ તન, તુજ ધન;
તુંજ મન, તુંજ રતન, આ દેહ તાહારી રે.  નહી.

પ્રિયા! દુસ્મનો સાથે નમી સલાહ કરવી જોઇએ તેમાં ક્ષત્રી જાતને મ્હોટી ખોડ છે. જો એમ કરીયે તો, જનુંની લાજે, સ્વચ્છ પ્યારની ખાતર ક્ષત્રીવટ તજવી એ અનુંચિતાં કહેવાય તું જાણે છે તેવી રીતે ઘણાં વરસ થયાં તેઓ હેરાન થાય છે અને હજી થશે તો પણ તે કદી ફાવવાના નથી એમ તું ખાત્રીથી માન હું તને છોડીને કદી પણ જનાર નથી માટે શોક ન કરવો, તુ પણ ક્ષત્રી રાજપુત્રી છે તેથી તારે પણ હીંમત રાખવીજ જોઇએ કાયર થઇ આધીન થવું એ અકૃત્ય શીવાય બીજું કયું વધારે કલંકવાણું છે? નિર્મળ પ્રેમનાં ઝરણુંમાંથી અમૃતપાન કરનાર પ્રાણીઓને બીજા કશાની દરકાર રહેતી નથી, પરંતુ છેવટે તે હાનીકારક છે સુન્દરને! હું તમને વચન આપું છઉં કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તમને કદી પણ મારાથી વિખુટા કરવાનો નથી માટે નચીંત થાઓ.

**રાણીક**—સુખ કર! સૌભાગ્ય રક્ષક! આપનાં પ્રિયમય વચનો સાંભળી મ્હારૂં હ્રદય શોકદર્પ નિશ્વાત થયું છે, પરંતુ રજની ઘણી વિતી છે માટે આપ આ સુખાસન ઉપર આરામ કરો, હું શેવા કરૂં.

**રાહખેં**—નહીં નહીં પુર્ણ ચંદ્રકળા! તમે પણ સુખે નીંદ્રાવશ થાઓ.

**રાણીક**—વિલાસી કાન્ત! એવું નહી કહો, હું આપની શેવા કર્યા શીવાય કદી પણ સુવાની નથી.

**રાહખેં**--પ્રિયા,! તમારી મરજી ઉલંઘન કરવા હું જરાપણ રાજી નથી, જો તમે એમજ રાજી છો, તો તેમ કરો.

( રાહખેંગાર પલંગ ઉપર આરામ કરે છે )

**રાણીક**—(રાહખેંગારના પગ પોતાના ખોળામાં લઇ ચાંપે છે અને ગાય છે.)

**રાગ સોરઠ તાલ પંજાબી ઠેકો.**

સુખ સજ્જામાં આજ, સુખથી પોઢો મારા નાથ. ટેક.
શાણું રહી કરૂં ચરણુની સેવા, કર પંપાળું નાથ; ૧
ચીંત થયા હશો સ્વામી મારા, કરી રાજનાં કાજ. ૨
કિંકરી કરથી કાય દબાવે, સુખ નિંદ્રા લ્યો રાજ. ૩
સીત સુગંધિ વાયુ આવે, મીશ્રિત વાસ ગુલાબ; ૪
નિવૃત મનને કરજો વા'લા, છોડી આળ પંપાળ. ૫
દુઃખ સ્વપ્નાં નહી આપણુ આવે, જાણી જગત જંજાળ. ૬
દાસી ઉદાસી તજીને બેઠી. ઇચ્છે રહેવા સાથ. ૭

ઉપર પ્રમાણે ગાતાં રાહખેંગાર નિદ્રાવશ થાય છે અને છેલી કડી ગાતાં રાણકદેવી રાહખેંગારના કરી ભાગ ઉપર સુઇ જાય છે અને પડદાનો ઓટ આવે છે, જાગીને બારીમાંથી જુવે છે તો તંબુ જોઇને બોલી.

**सोरठो.**

**मारा गढ हेठ, कोणे तंबु ताणीया;**
**सघरो मोटो शेठ, बीजा वरतावु वाणीया.**

---

## પ્રવેશ ૨૨ મો.

### સ્થળ—મીનળદેવીનું ઘર. (મેહેલ)

**પાત્ર.**

**મીનળ**—રાહખેંગારની બેન, સીધરાજની બાબી,
**વીશળ**—તેનો પુત્ર.
**દેશળ**—વીશળજીનો ભાઈ.

**વીશળ**—માતુશ્રી શેહેરના પશ્ચિમ બાગમાં બનાવેલી મોટી વાવ તમે બરાબર જોઇ?

**મીનળ**—પુત્ર! વાવ પુરેપુરી મેં જોઇ, અંદરનું પાણી નિર્મળ ને મીઠું છે લોકોને જે ઉપકારનું કામ તે કર્યું છે તે ઇશ્વર તારાં પર હમેશાં રાજી રેહેશે અને શેહેરના લોકો બાહારના આવતા મુસાફર લોકો પાણી પી તુને આસીરવાદ દેશે પણ પ્રિય પુત્ર! તારા કાકાના લશ્કરનું શું થયું? તેઓ ગીરનારની પવિત્ર

જગા છોડી ગયા કે નહી ?

**વીરાળ**—માતુશ્રી ? હજી સુધી તેઓ ગયા નથી તેમ જાણે તેમ લાગતું નથી, ગઇ કાલે એક નહીં સરખું યુદ્ધ થયું કાકાનાં ઘણાં માણસો મરાયાં તો પણ તે પોતાની હઠ મુકતો નથી, અને મને લાગે છે કે કાલની ખુનરેજીથી તેની આશા નિષ્ફળ થઇ હશેજ અને તેથી તે પોતાનો વિચાર બદલે તો તાજુબી નથી. આ પવિત્ર ક્ષેત્રના શિરોમણી રાજાને હરાવી કાકો પાટણ જાય એમ મને લાગતું નથી પછી તો જે ગીરનારી કરે તે સત્ય તો પણ સામેથી મારો ભાઇ આવે છે મને લાગે છે કે તે કચેરીમાંથીજ આવતો હશે એટલે વધારે વીગતથી જે સમાચાર હશે તે તે કહેશે.

(દેશળજી દાખલ થઇ માતુશ્રીને વંદન કરતાં અશ્રુપાત કરેછે.)

( સમાલ તેગ અદાકો જરા સુનાતો સહી એ રાગ. )

**મીનળ**—મુખનિસ્તેજ કરી કેમ પુત્ર આવ્યો અહીં;
કહેને કારણ મુજને પુત્ર કાંઇ બનીયું તહી.
કરયું અપમાન પુત્ર કોઇએ તારૂં આજ કેની;
કરાવું શિરછેદ આજ તેનો મને ભેદ દેની.
લડાઇ થઇને શું દુશમનોનો જય થયો;
ભ્રાત મારો શું ઇસ્વર તણે ધામ ગયો.
દીલ મારે થાય બહુ કુવિચાર મને;
જલદીથી કે'ને કારણ પુત્ર મારૂં દુખ સમે.

પ્રિય પુત્ર ! તારૂં નિસ્તેજ મુખ કેમ થયું ? તારૂં હરશીત મુખ જોઇ મારૂં દીલ હમેશાં પ્રફુલ્લિત રેહેછે. તું મારી પાસે હમેશાં યુદ્ધની ખબર દઇ મારૂં દીલ રંજન કરતો તે આજ એકાએક આવી મારી સમક્ષ વગર બોલે અશરૂપાત કરે છે તેથી મને વધારેને વધારે દુખ થાય છે મને ઘણા કુતર્કો થાય છે વાસ્તે જે ખરો બનાવ હોય તે મને યથાસ્થિત કહે.

**દેશ**—માતુશ્રી !

**રાગ ધનાશ્રી તાલ ગજલ.**

દશા હું કહું શું મારી, માતા હવે છું લાચારી;
જીંદગીની આવી વારી.
મધ આજે આવ્યો સારો પીધો બહુ અમે હોંશ ધરી,
આવ્યો તો શુરાતન ભારી.
આ મુજને હુકમ કીધો દારૂ પાવા મામી મારી,

જીંદગીની આવી વારી.
મામાને મેં દારૂ આપ્યો, પીધો તેણે હોંશ ધરી,
પછી બેભાને પડી.
દારૂએ બેફામ પડયો હું સુતી છે જ્યાં મામી મારી,
જીંદગીની આવી વારી.
નીશામાં હું જાણું નહીં, ચડયું મને ઘેન ભારી,
મામાની આવી સ્વારી.
મારી માર કહી કુવચનો કાઢયો, માડી મુજને બારી,
જીંદગીની આવી વારી.
જાવ શેહેર બાહાર મુજને, હુકમ કીધો પાપી ધારી,
નથી ચુકયો માત મારી.
સુઝે નહીં કંઇ રસ્તો, ગોતવી હવે કહી બારી,
જીંદગીની આવી વારી.

માતુશ્રી ! હું શું કરૂં ? આજરોજ ગુપ્ત રસ્તેથી દારૂ આવેલ તે અતિશય જલદ હોવાથી મેં તથા મારા મામાએ ખુબ પીધો.

અતિશય સરસ દારૂ ધારી મારા મામાએ મને મારી મામીને પાવા જવા આજ્ઞા કરી મેં બહુએ ના કહી પરંતુ તેના દીલમાં ન આવતાં મને જોરાવરીએ મોકલ્યો મામીએ દારૂ પીધો અને તેના અગણીત નીશાથી બેભાની અવસ્થામાં પલંગ ઉપર પડયાં. માતુશ્રી હું સત્ય પ્રતિજ્ઞાથી કહું છઉં કે, આ વખ્તે મારૂ મગજ બીલકુલ ઠેકાણે ન હોવાથી અને એકાએક મગજમાં ચકર આવવાથી હું મારી મામી પર પડયો ફરીથી ઉઠવાની મારામાં સતા ન રહી તેટલામાં એકાએક મામાની સ્વારી ત્યાં આગળ આવી. મને મારી મામી સાથે સુતેલો જોઇ એક લાત જોરથી મારી સાવધ કર્યો. મે ઘણી ક્ષમા માગી પરંતુ તે લક્ષમાં ન લેતાં મને એકદમ શેહેર છોડવા આજ્ઞા કરી છે.

**મીનળ**—પ્રીય પુત્ર, તારા મામાની મરજી અત્યારે એમ થઇ વાસ્તે જ્યારે આવો ખરાબ વિચાર તેના દીલમાં ઠસ્યો ત્યારે તારે લાજીમ છે કે થોડા દાહાડા બાહાર ગામ જઇ આવવું.

**વીસળ**—(એકાએક) વાતમાં.

**રાગ પીલુ તાલ કેરબો.**

શું બોલે મામો વેણ, પેરી શું ? અમે ચોળીરે;
કેમ સાંખીએ વીપરીત કેણ, પેરી શું ? અમે ચોળીરે;

જ્યારે કહી ચીચાર્યા વણ વાત, પેરી શું ? અમે ચોળીરે;
ત્યારે કરવી તેની ઘાત, પેરી શું ? અમે ચોળીરે;
લડવું સામા થઈ એકવાર, પેરી શું ? અમે ચોળીરે.
જુવે મામો મારો તલવાર. પેરી શું ? અમે ચોળીરે;
શ્રીકૃસ્નને કંસનું જેમ, પેરી શું ? અમે ચોળીરે;
કરશે ભાણેજ મામાનું તેમ, પેરી શું ? અમે ચોળીરે.

(અતી ગુસ્સાથી) માતુશ્રી ! તમે એમ કેમ બોલોછો શું તેના શેહેરમાં આપણે રહયા એટલે શું આપણને દબાવી મારશે? શું સોરાષ્ટનો મોટા મુલકનો તે ધણીછે, અને આપણે એથી કાચા છઈએ ? આખો ગુજરાત આપણે ઘેર છે જ્યાં એ રાજા થઇ પુરો તપાસ કર્યા વગર મારા ભાઇને એવા વીપરીત વેણ બોલવાને શું તે યોગ્ય છે ? ના, ના, કદી નહીં એની જેટી સત્તાથી આપણે ડરી જવું એ કદી બનવાનું નથીજ. જ્યારે તેજ આપણાથી દગો કરશે ત્યારે શું આપણે તેને આપણા હાથ ન દેખાડવા ! પ્રીય ભાઇ દેશળજી તારી દીલગીરી તું દૂર કર અને મારી સાથે ચાલ. તું નક્કી માન કે આપણે એ મામાને ભાણેજવટ દેખાડશુંજ, અને તેમ કરવામાં કાંઇ અડચણ નથીજ. જુનો તોપણ પ્રસિધ્ધ દાખલો આપણે નવો કરી તેને ઓપ દેવો. તે એકે, શ્રીકૃશ્ન ભગવાને પોતાના મામાનો અન્યાય જોયો ત્યારે તેનો ઘાત કરવામાં જરા પણ વાર ન લગાડી માટે આપણે પણ તેજ દાખલો રદયે લેવો જોઇયે. આપણે ક્ષત્રી પુત્ર છઇએ, નથી વાણીયા કે બીજે બેશી જશું ? એમ કેમ થાય ચાલ સત્વર કર આપણે આપણા કાકા, સીધરાજ બહાદુરને મળીએ અને તેની પણ યોગ્ય ગોઠવણ કરીયે, સીધરાજ આપણો કાકો છે. ગમે તેમ છે તોપણ એક લોહીછે અને આપણે જ્યારે તેને મળશું, ત્યારે બેશક તે તેનું ધારેલું કામ પાર પડશેજ અને હાલ તેને આપણું કામ છે વાસ્તે માન સહિત જવું એ વધારે સુખદાય છે.

**મીનળ**—પુત્રો તમારૂં કહેવું મને પણ ખરૂં લાગે છે મોમાં કોળીઓને માથે માર એ ઠીક નહીં. ખચીત તમારો કાકો તમને મદદ દેશેજ વાસ્તે તાકીદે તમે તેને મળો અને ગુપ્ત રીતે શેહેરમાં આવો ભાઈના મનમાં ભરમ આવ્યો અને તેના દ્રષ્ટી ખોટી થઇ પોતાના બાળકસમ જે બાળકને રાખતો તેને માથે તેણે જુઠો આરોપ મુક્યો તે ઉપરથીજ મને માલુમ થાય છે કે, ભાઇની બુદ્ધિ ભ્રષ્ટ થઇ અને તેને માટે અમી વૃષ્ટી કરનાર દેવી અણીકા અને ગુરૂદત્તાત્રીની

પુર્ણ કૃપા હવે મુદી વાસ્તે પુત્રો તમે જાઓ મારી આજ્ઞા છે.

**सोरठो.**

**वाणीआना वेपार, जाते दाडे जाणसो;**
**मारसुं राहखेंगार; ऊतारसु राणीकदेवीने.**

**બન્ને પુત્રો**—તમારો આશીરવાદ શેરપર ચડાવી અમે જઇયે છઇએ.

---

## પ્રવેશ ૨૩ મો.

### સ્થળ—રસ્તો.

**પાત્ર—**

**દેશળજી**—તથા વીસળજી, દુદો તથા હમીર.

**દેશળજી**—(જુનાગઢ) કીલ્લા નજીક જતો મન સાથે વિચાર કરતો ચાલ્યો જાય છે.

આહાહાહા ! ! હે ઇસ્વર ! તારી ગહનગતિ છે; આજ દિવસ સુધી જે ઉમંગ મારા મનમાં હતો, તે બધો જાણે કયાંએ જતો રહયો ! હું જે તદન નીરઅપરાધી છઉં, તેને માથે આજે કેવડો મ્હોટો ગુન્હો આવી પડયો છે ! મામાએ મારૂ અપમાન કર્યું એટલુંજ નહી પણ મને શેહેર છોડવા સખ્ત આજ્ઞા કરીછે. અરે જીવ ! શું કરૂં ? પીતા તુલ્ય પવિત્ર મામાને છોડી જવા અરે ! એટલુંજ નહીં પણ ભાઇની માતુશ્રી સલાહ પ્રમાણે તેને પારપત કરાવવા યોજના કરવી ? ધીકાર ! ધીકાર ! ! આ જીંદગીને એ પણ કદી જો આમ ન કરૂં, અને અપમાન સહન કરતો ક્ષત્રીને ખોટ. ત્યારે શું આમ વિશ્વાસઘાત કરવામાં નહી ? અરે પ્રભુ ! હું મ્હોટી મુશીબતમાં આવી પડયો, શું કરવું તે મને સુઝતું નથી, ચાલ જીવ જે થવાનું હશે તે થશે, પણ હાલ તો ભાઇની સલાહ પ્રમાણેજ કરૂં, અરે ! જે રાણકદેવી માટે હજારો મુસીબતો સહન કરી જય મેળવ્યો, તેજ આ વખતે દુઃખનું કારણ રૂપ થઇ પડી, જેની સામે હું ખરી શુરવીરતાથી લડતો, અને જેને મેં પાયમાલ કરી નાંખ્યો, તેનેજ શરણે જઇ માથું નમાવવું ? હાય ! નસીબ ! અરે જ્યારે હું કપટથી શેહેરમાં સિધરાજને દાખલ કરીશ ત્યારે હાહાકાર વરતશે, સૌરાષ્ટનો સુર્ય અસ્ત થશે, દેશ પાયમાલ થશે, શેહેરમાં કેર વર્તશે, નિર્દોષ બાળક રક્ષક વિનાનાં રઝળશે, નિરાધાર અબળાઓ

અચ્છી વગરની રખડશે, વૃદ્ધ વિધવાઓ પોષણ કરનાર મોભી પુત્રો ખોશે, જેનાથી વાહાલી વસ્તુઓનો પરદેશીઓ છુટથી ઉપભોગ લેશે, અને આ સુશોભિત સૌરાષ્ટ્ર બાગ વેર રૂપી દાવાનળથી બળી જળી ખાખ થશે. આ તમામનો કર્તા કોણ? હું; અને મને આવી સ્થિતિમાં લાવનાર કોણ? દારૂ. આ બધો વીચાર કરૂં છઉં. પણ મન સ્થિર રહેતું નથી અપમાનના અસલ રૂપથી પેદા થએલા વૈરનો ઝનુની ભુત, પોતાનું કામ પાર પડશે ત્યારેજ શાન્ત થશે (જુસ્સે) અને તેમ થવું જોઇએ, મરવું એક વખત છેજ. દબાએલા રહેવાથી શું ફાયદો? દાસપણાની માફક અપમાનના બોજાના વેહેણમાં જીંદગી ગુજારવી એ શું ઉચિત છે? કદીજ નહી. ચાલો હવે એ સંકલ્પ વીકલ્પ છોડી દ્યો. દરવાજે આવ્યો માટે સ્વકાર્ય સાધ્ય બન્યું (દુદા તથા હમીર પાસે જઇને)

કેમ દુદા ભાઇ! આજ તો કાંઇ દુશ્મનોનો ઉપદ્રવ તો નથી કે?

દુદો—ના રે ભાઇ! એ શું બોલોસો. પેલે દી ઝગારવ્યુ તું, આ તેદી કેડે કોઇએ ચેં કે ચું કર્યું નથી.

હમીર—કો વળી કરે તે કેમ! તે દી કેટલાની લોથુ લઇ ગયા સેંપાતળીયા માંડવા પાણા પણ નહી જડે બાઇ આપણે દેવીનો હાથ સે ન? એમ કોઇના ખાધા બાધા જાયે તેમ નથી હો.

દુદો—એતો બધો એનોજ પરતાપ સેને, નીકર વળી આજ અગીયાર વરસ થયાં તો પણ એક કાંકરી પણ ખરી નથી. ને આ પણા જુવાનોમાંથી કોઇને પણ છોઇવટ થયો નથી. દેહળજીભાઇ! એતો માહારાજાને તમે હુરવીર સો. નીતર કોની માએ શેર સુંઠ ખાધી સે, જે આ દમ ખમે?

દેશળજી—દુદાભાઇ! તમે બધા સારાં માણસ છો તે એમજ બોલો, અને તમને ઘટે પણ એજ, બાકી કાંઇ એક હાથે થાય છે? તમે બધા બહાદુર છો અને રાત દીવસ બહુજ મહેનતથી સાચવી શકો. બીજાનોતો વિશ્વાસજ ન આવે.

દુદો—હા બા હા, હાચું કહ્યું. અમે જેનું નિમક ખઇએ સઇએ તેનાજ સઇએ તે નિમક હરામી થઇએ તો જીવવું પડે ને!

દેશળજી—બરોબર છે મામા તમારાં બહુ વખાણ કર્યાં કરે છે તમે મને વખતો વખત કહે છે કે "દુદાભાઇને હમીરભાઇને અફીણ વગેરે તમામ બાબતથી ખુશી રાખજે" (પણ જરા હસીને) તમે જાણો છો ને, કે કામની બહુજ વ્યવસાય એટલે ભુલી જવાય

આજ તો આ દરવાજે જરૂરનું કામ છે એટલે આવ્યું, નહીં તો આખો દિવસ અને રાત હજુરમાં અને કિલ્લેબંધી કરવામાં રોકાવું પડે છે. જરા પણ ફુરસદ મળતી નથી.

**દુદો**—હાચું બા હાચું! ફરહદ તે ક્યાંથી મળે? બધું કમ-કાણુ તમારા ઉપર રહ્યુંને.

**હમીર**—તે વળી રા મહારાજને ઘડી પણ બાઇ વગર રહે નહી હે?

**દુદો**—દેશળભાઈ? રાની તમારા ઉપર બહુ મેરબાનીસે હો! ને અમારા ઉપર રાની અને તમારી એની કીરપાસે, તો મો-જુ કરીએ સઇએ, ને તમને દુવા દઇએ સઇએ' દશમનોના ભાર નથી કે, આંગળી સીધી હકે. ભલેને અગીયાર હો વરહ લગણ લડે.

**દેશળજી**—એ તો તમારી ખાત્રી છે પરતુ મામા માટે અને તમ.. સઉને માટે જે ઉમદું અફીણુ મંગાવ્યું હતું તે આજ માળવેથી આવવાનું છે. તેને દુસ્મન લોકો હરકત ન કરે તેમ ગુપ્ત લઇ આવવા મામાનો હુકમ છે, તેથી હું બાહાર જાઉં છઉં તે રાત્રીને વખતે લાવીશું મોડો વેલો આવું તો બાર તરત ઉઘાડજો.

**દુદો**—એ હુ બોલ્યા બાપજી? કાળી રાતે જે વખતે કહો તે વખતે ઉઘાડશું અમે તો આખીરાત દુધા તકાવીને બેઠા સઇએ. પણુ દેહળજીબાઇ! પાસ બંદાસુકી એફણ આવ્યું ઇતો પેલી ગુપ્ત બા-રીએથી આવ્યું ને આજુ ખેલ આણી મગ કેમ આવ્યું ભલા?

**દેશળજી**—દુદાભાઇ? પાંચ છ વખત જે અફીણ આવ્યું તે થોડું થોડું આવ્યું. અને તેથી વારંવાર મંગાવવાની તડખડ પડે છે ને વળી દુસ્મનોનો હંગામ છે તે વખતે પડાવે, ને આપણી પા-સે શીલકમાં ન હોય તો હેરાન થાવું પડે, આ વખતે મામાએ વિ-ચાર કરીને સામટી પોઠો મંગાવી છે, આટેજ આ દરવાજે આવશે.

**દુદો**—હા બા હા, એફણ મગર તો એક ઘડી પણ ન ચાલે મરી જાએ.

**હમીર**—દેશળજીભાઈ! ભેલો આવું! બાહારનો મામલો સે.

**દેશ**—નાના કાંઇ જરૂર નથી. ગુપ્ત લાવવું છે. તેથી ઘણા જણનું કામ નહી અમે બન્ને ભાઇઓ બસ છઇએ પોઠો બાહાર આવી છે તેને રાત્રીને વખતે કેરવી કોઇ નહી જાણે એમ લઇ આવીશ.

**દુદો**—એમ બાઇ બહુ ખબડદાર સે કેવું પડે તેમ નથી તો પણ બાઇ સંભાળજો હો!

**દેશ**—કાંઇ ફીકર નહી, લ્યો ત્યારે હું જાઉં છઉં સઉ હુશિયારીથી રેહજો.

**દુદા**—બહુ સારૂ બા,

( દેશળજી જાય છે અને દરવાણી દરવાજો બંધ કરી બેસે છે. )

---

# अंक बीजो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સિધરાજની છાવણી.

**પાત્ર**—સિધ્ધરાજ. દેશળજી, સીપાઇ.

**સીપાઇ**—ઇસ રાતકી બખત કોન કમબખત શેહેરમેસેં એકીલા ઇસ તરફ આતા હે? માલમ નહી હે કે યહ સિદ્ધરાજ બાહાદુરકા તંબુ હે જલદીસે જવાબ દેના ચાહીયે નહીંતર ગોલીસે આદર કરનેકી ફરજ હોગી. કોન હે તુમ? જલદી બોલો.

**દેશળજી**—ઇતના જોરસી બોલનેકી ઓર ખાલી મગજ ફીર નેકી જરૂર નહી હે; મેં ઇધર ઠેરતા હું. બેહતર હે કે અંદર જાકે માહારાજાસે બોલો કે ' આપકા બતાજ દેશળજી એકીલાઇ આપકું મંગતા હે, ઓર બહુત જરૂરકા કામ હે. '

**સિપાઈ**—(સીપાઇ બીજા સિપાઇને ભલામણ કરી જાય છે અને સિદ્ધરાજ પાસે આવીને ) માહારાજા ! હુકમ હોય તો અરજ કરૂં.

**સિધ્ધરાજ**—બા ખુશીસેં

**સિપાઇ**—હજુર તંબુકે તીસરે કોઈ દેશળજી કરકે આયા હે ઓર બોલતા હે કે મેં માહારાજાકા બતાજ હું ઓર બહુત જરૂરકા કામહેં હુકમ હોવે તો આને દઉં.

**સિધ્ધરાજ**—( વીચાર કરીને ) બેહેતર હે કે ઉસકુ આનેદો. લેકીન સમાલનાં કે કુછ બી હથીયાર સાથ રખનેકું નહીં પાવે.

**સિપાઇ**—કુછ ફીકર નહીં હજુર ! ( દેશળજી પાસ આવીને ) દેખો દેશળજી ! તુમકું અંદર જાનેકા હુકમ તો હો ગયા હે લેકીન તુમારે સબ હથીયાર ઇદર રખનેકા હજુરકા ખાસ હુકમ હે સો તુમ ઇધર રખદો.

**દેશળજી**—હથીયાર રખરેસેં કુછ હરકત નહીં હે તોબી જૈસા હજુરકા હુકમકા મેં બી સીર સાબત કરતા હું ( હથીયાર છોડીને ) લો યે સબ હથીયાર તુમ સમાલનાં. ( એમ કહી સિદ્ધરાજ પાસે

જઇ માથું નીચું નમાવી ઉભો રહે છે )

**સિધ્ધરાજ**—કેમ દેશળજીભાઇ ! આજતો ઘણે વરસે કાકાની સંભાળ લીધી ? જુવાન છો ભાઇ ! અમારી વૃદ્ધની શેની સંભાળ લ્યો ! દીલગીર શા માટે થાઓ છો ? એતો હોય, એમાં શું ? વિયોગ તો વેઠવો પડે; ઘણે દિવસે ભેગા થઇએ તે હરખના આંસુ આવે એમ રીત છે. (જરાવાર ફેરીને દેશળજી નથી બોલતો તેથી) ભાઇ ! ખરી હકીકત કહેતાં શા માટે સંકોચાય છે ? કોઇ વાતનો મનમાં અંદેશો ન લાવવો, જેમ તું કહીશ તેમ કરવા તૈયાર છું; તું જાણે છે તેમ મારે તો સર્વ તુંજછે અને જે કરૂં છઉં તે તારેજ માટે કરૂં છઉં. મ્હારી હયાતીમાં અને પછી ગાદીનો વારસ તું શોવાય કોઇ છેજ નહી ત્યારે શરમ શી રાખવી ? જે દુઃખ હોય તે તુરત કહી નાંખો કે તેનો સત્વર ઉપાય કરીએ.

**દેશળજી**—(રડતો રડતો)

( ખુશ રહો સનમજા—એ ઢબ )

કહું વાત મારી શું આજ કર્મની કહાણી;
થઇ શુદ્ધ બુદ્ધ સરવે લોપ મન મુંઝાણી;
કરી ઘણા વર્ષ મેં સેવ મામાની પ્રીતે,
લડયો આપ સાથ હું ખરે વૈરીની રીતે. ૧
એ સર્વ ગયું મુજ ફોક રીસ થઇ ગાઢી;
એક સહજ બાબતમાં મામે મુકયો છે કાઢી;
નવ પુછયું ગાછયું નવ કર્યો કાંઇ તપાસ.
કર્યો વચન બાણથી ખરે મને નીરાશ. ૨
મન ક્રમ વચનેથી મામી જાણું માત,
તે કારણ મામે મારી જોરથી લાત.
મેં કરી વિનતી તે નવ લીધી ધ્યાન,
કરગરતાં મારૂં કર્યું તેણે અપમાન. ૩
એ સર્વ દુઃખથી આવ્યો છઉં હું આંહી,
હવે વેર લેવાની થઇ છે બહુ અધીરાઇ;
છો આપ મુરબ્બી એમ સર્વ તો ભાખે,
કદી છોરૂ કછોરૂ થાય વડીલ તે સાંખે.
હવે રાખી આપને શરણ દુઃખતો ટાળો;
"શરણાંગત નિર્ભય" ધર્મ આપનો પાળો. ૪

વડીલશ્રી ! આજ દિવસ સુધી આપથી અનુચિત રહી મેં

મારા મામાની જે સેવા કરી છે તેથી આપ તદ્દન વાકેફ છો, તેના બદલામાં મને આપ ખુરી દશાએ પહોંચેલો જુઓછો. હતેફાક એવો બન્યો કે, ગઈ કાલ રાત્રિયે દેશાવરથી ઘણુંજ સરસ મદ્ય આવેલ તે અમે સર્વ પુરૂષ વર્ગ ખુશી ગુજારવા પીધો; બાદ મારા મામાએ મને આજ્ઞા કરી કે "આ સુંદર મદ્ય તારી મામીને પાઈ આવ" આ વખતે હું નીશામાં પુર ઘેરાએલો હતો. તે એટલી હદ સુધી કે મારી દેહનું પણ મને ભાન નહીં; અને તેથી કરી મેં તેમ કરવા ઘણી આનાકાની કરી તોપણ મામાએ તે લક્ષમાં ન લેતાં મને ત્યાં જવા સખ્ત આજ્ઞા કરી. મારે લાચારીયે તે હુકમને તાબે થવું પડયું. શયન ગૃહમાં જઇ તે મદ્ય મારી મામીને આપ્યો. એ પણ મને સ્વપ્ના સરખું સાંભળે છે ત્યારબાદ અમને બંનેને એક પલંગ ઉપરજ પડેલાં જોઇ, મારા મામાએ તરવારનો સખત ઝટકો કે જે સારા નશીબે પલંગના પાયાને વાગી પાયો વાગી પલંગથી જુદો પડયો તેથીજ અમે બંને ભયભીત થઇ જાગી ઉઠયાં એજ માલમ પડયું પલંગમાં અમે બંને કેવી રીતે આવી પડયાં તેની બીલકુલ મને ખબર નથી, એમ હું આપને ચર્ણે હાથ મુકી કહું છઉં. ઉપરના શક પડતા દેખાવ ઉપરથી મારા મામાએ કાંઇ પણ તપાસ ન કરતાં મારૂં બે હદ અપમાન કર્યું તે સાથે મને સખત શીક્ષા કરી નિર્દોષ છતાં જ્યારે આવી હાલતમાં આવી પડયો ત્યારે મારી માતુશ્રી અને ભાઇની સલાહથી તે મદાંધનો મદ ઉતારવા આપનું શરણ લેવું પડયું, મને આશા છે કે આપના કામમાં મદદ કરી તે હું પાર ઉતારીશ અને તેના બદલામાં આપ મ્હારૂં પુત્ર તુલ્ય રક્ષણ કરશો. ( નીચું ઘાલી બેસે છે. )

સિદ્ધરાજ—(સ્વગત) હવે શી રીતે કરવું ? આવા વિશ્વાસઘાતી મનુષ્યને પાસે રાખી આશ્રય આપવો એ પરિણામે અશુભ છે, પરંતુ આને આશ્રય આપવામાં મારૂં પણ શ્રેય મને યાદ છે કે:—

**यस्माच्च प्रिय मिच्छेत तस्य द्द्यात् सदा प्रियम् ॥**
**व्याधो मृगवधार्थि तु गीत गायाति सुस्वम् ॥१॥**

ત્યારે મ્હારૂં કાર્ય સિદ્ધ કરવાને હાલ તો તેને દિલાસો દેઇ પાસે રાખું આગળ ઉપર જેમ યોગ્ય લાગશે તેમ કરીશ (પ્રકાશ) ભાઇ દેશળજી ! તું કાંઇ પણ અંદેશો રાખીશ નહી, મેં તુને પ્રથમ કહેલું છે કે આ ઘર તારૂંજ એમ તું સમજ, તારે મનમાં જરા પણ સંકોચાવવું નહી, કારણ આજ સુધી તું બાળક હતો તેથી

મોસાળ રહયો અને તેથી તુંને સ્વભાવિક રીતે મોસાળ ઉપર પ્રિતી હોયજ; એમાં મને કાંઇ પણ માઠું લાગવાનું નથી અને લાગ્યું પણ નથી મે પેહેલેથીજ વિચાર કરી રાખ્યો હતો કે જ્યારે સૌરાષ્ટ્ર સર કરીશ ત્યારે ત્યાંની ગાદી દેશળને સોંપીશ, કારણ મારાથી તો ગુજરાતનું મ્હોટું રાજ્ય રેઢું મુકી આંહી રેહેવાય નહી. ત્યારે આ સૌરાષ્ટ જેવો પહાડી મુલક પણ તું શીવાય કોઇ સાચવવાને લાયક હોય એમ પણ મને લાગ્યું નહી, તેથી મેં એજ વિચાર સિધ કરી રાખ્યો હતો. હવે ઠીક થયું કે તું મળ્યો. સવારે સર્વ લસ્કરને તારે સ્વાધીન કરી હું હવે નીરાંતે આરામ લઇશ. તું જ્યારે ફતેહ કરી સૌરાષ્ટની ગાદી ઉપર બેસી વિજયની ધ્વજા ચડાવાશ તે જોઇ હર્ષીત થઇ તને પોશાક આપી બેફીકર થઇ દેશમાં જઇશ.

દેશળ—કાકા ! એમ આપ તદન જીવ કાઢી નાંખો અને તમામ લસ્કર મને સોંપી આપો તેમાં આપણે કદી પણ ફતેહ પામીએ નહીં, હું આપને કેટલીક યુકિતઓ બતાવીશ, અને તે પાર પાડવા માટે આપે છેવટ સુધી મદદ કરવી જોઇશે.

સિધ—તો તેમ કરવા આપણી ના નથી, પણ ભાઇ દેશળ જી તે યુકિત શું ?

દેશળ—યુકિત એટલી જ કે, હું દરવાજે વાત કરી આવ્યો છું કે, હું અરીણુની પોઠો લેવાને જાઉંછું તે જે વખતે પોઠો લઇ આવું તે વખત ઉઘાડજો. તેથી આપણે આશરે સો પોઠો તૈયાર કરાવી તેમાં બબ્બે આદમીયોને હથિયાર બંધ સીવી લેવાં અને દરવાજા અંદર જઇ તમામ જણાએ નીસરી દરવાણીયોને અને દરવાજા પાસે જે જુજ લસ્કર છે તેને કતલ કરી નાંખવું, એટલામાં પાછળ-થી તમામ લસ્કર આવી પહોંચે એવો બંદોબસ્ત કરવો, એટલે ત-માામ મલી ખેંગારનો મેહેલ કબજે કરી લઇશું. મને ખાત્રી છે કે મારો મામો કદી નાશી જાય તેવો નથી તે ચોકસ નીચે આવી લડશે. અને તેમાં તે મરાશે કારણ કે કીલ્લાની અંદર ઝાઝું લસ્કર નથી, અને એકલો તે આપણા બહોળા સૈન્ય સાથે કયાં સુધી ટકશે. જો આપણે આ પોઠોની યુકિત ન કરીયે અને કદી દરવા-ણીઓને ખબર પડી જાય ને તેઓ દરવાજા ન ઉઘાડે તો સેંકડો વર્ષ સુધી પણ આપણું કાંઇ ન વળે.

સિદ્ધ—વાહ વાહ ! ધન્ય છે ! ભાઇ દેશળજી ! ત્યારે તો આપણે કાલે રાત્રીયેજ જઇશું હુ સવારે ઉઠી સર્વ બંદોબસ્ત કરીશ. તું હવે આ મારી પાસેના પલંગ ઉપર આરામ લે.

( સૌ સુઇ જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ઉપર કોટનો દરવાજો,

પાત્ર—

દેશળજી, દુદો, હમીર, નુરખાં તથા માણુસો લાદેલા પોઠીયા અને પાછળથી સિધ્ધરાજ વગેરે તમામ લસ્કર.

**દેશ**—( દરવાજા પાસે આવીને ) દુદાભાઇ ! એ દુદા ભાઇ ! દરવાજો ઉઘાડો.

**દુદો**—કોણુ ભાઇ દેશળજી કે ?

**દેશ**—હાએતો હું દેશળજી અફીણુના પોઠીયા લઇ આવ્યો છું.

**દુદો**—ભલે ભલે આ લ્યો ઉઘાડીયે. ( એમ કહી દરવાજો ઉઘાડે છે અને એક પછી એક સર્વે પોઠીયા અંદર દાખલ થાય છે. )

**હમીર**—દેશળજીભાઇ ! આજુ ખેલે તો પોઠીયા પણુ મોટા જણાયસે ને, માંય એફીણુના ગોટા પણુ માણુહના માથા જેવા લાગેસે.

**દેશ**—બરોબર આ વખતનું અફીણુ ઘણું ઉમદું છે; ને છે પણુ વધારે લ્યો હું જરા આગળ જઇ પોઠીયાને કોઠારને રસ્તે હંકરાવું.

( એમ કહી આગળ જાય છે. )

**નુરખાં**—અએ અફીણુયે ! ઇશમે કુછ શાક લગતા હે કયું કે યે છાંટમે કુછ હલતા હે દેખોતો સહી.

**હમીર**—હવે એથાં શાક તે હાનો ! લેને જરા તકાહી જોઉ ( એમ કહી એક છાંટમાં ભાલું મારે છે કે તુરત લોહીની ધાર થાય છે તેથી ચમકીને ) દુદા ! દગો—દગો—દગો.

**નુરખાં**—દગા દગા કયા પુકારતે હો, આગુ તો લશ્કર નીકલ પડા, અબ દેખતેહો કયા ?

**દેશળ**—(ખુલ્લી તરવારે નજીક આવીને)આવી જાઓ બેટાજી ! હવે શું જુઓ છો ? ઘણા દિવસ સુધી બેઠાં બેઠાં ખીચડી ખાધી, પણુ આજ તમારું અને તમારા હીમાઇતી બન્નેનું માથું કાપીશ.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—જુનાગઢ મધ્યેનો એક વીશાળ ચોક અને ખેંગારનું શયનગ્રહ.

( એકાએક શોર બકોર સાંભળી રાહખેંગાર પોતાના મેહેલની અંદર નીંદ્રામાં હતો તે એકાએક જાગી ઉઠે છે અને પોતાની પ્રીયા પ્રત્યે કહે છે.

રાહુજી—અરે ! આટલું બધું તોફાનશું ? દુશ્મનો કિલ્લાની અંદર દાખલ થયા પ્રીયા ?

રાગ—કામણુ દીસે છે અલબેલા તારી આંખમાંરે.

પ્રીયા દીયો રજા ક્ષત્રી રીતી ધારીનેરે, વાત વીચારીનેરે. ટેક.
ગુર્જરના મહીપતીએ આવી, વગર લડે તે ગયો છે ફાવી,
દળ લાવીને ઘેરી તેણે મારીનેરે. પ્રીયા. વાત. ૧
નગર કોટ ઘેર્યો છે તેણે, ચાલુ કીધી તોપો એણે;
દીઓ રજા હું આવીશ જલદી મારીનેરે. પ્રીયા વાત. ૨
વસ્તીને પીડે છે રાજા, નથી રાખતો કોઇની માજા;
જાઉં છું પ્રીયા હું વસ્તી, દુખ દીલ ધારીનેરે. પ્રીયા વાત. ૩
જીત મેળવી જલદી આવું, સોરઠ સાથે ગુર્જર લાવું;
લાજ આપણી હાથ ગુરૂ ગીરનારીનેરે. પ્રીયા વાત. ૪
કદી પડયો હું રણમાં નીચે, સ્વર્ગમાં જવું છે મારે પ્રીતે;
સાચવજો બે પુત્રો, પ્રાણ ધારીનેરે, પ્રીય વાત. ૫

રાણી—પ્રાણનાથ.

હમકું છોડ ચલે બન માધું. એ રાગ.

નહીંરે જાવા દઉં નાથ અહીંયાંથી, મુજથી વીખુટા ન પડવા દઉંરે
સૈન્ય નથી કંઇ બળીયું આપણું, દુશ્મન તો નહીં ફાવવા દેરે;
વણરે મોતે નહીં મરીએ નાથજી, પ્રથમ મુજને મરવા દીયોરે. ૨
સત્વર અહીંથી નાશીને જઇએ, ગુરૂ ગિરનારની ગુફામાંરે,
ફળાતરૂ જળનો અહાર કરીને, મુજ બાળકને જાળવવારે. ૩
રાજપાટ બધે જાએ ભલે તમને પણ, હું નહીં દઉં જાવારે;
પ્રીતની રીતમાં કીંમત એની, નથી કંઇ પ્રીતમ મુજ મનમાંરે. ૪

પ્રાણનાથ બળીઆ દુશ્મનોની સાથે હરીફાઇ કરવામાં બીલકુલ ફાયદો છે નહીં, આપણું રાજ્ય કયાં ! અને તેનું રાજ્ય કયાં ! દુશ્મનનું લશ્કર એટલું બધું છે કે તેની સામું આપણું સૈન્ય એક ઘડી ભર પણ ટકવાનું નથી, જ્યાં સુધી આપણા કીલ્લાની આડચ હતી અને દુશ્મનનું સૈન્ય કીલ્લાની બહાર હતું ત્યાં સુધી આપણે તેને ફાવવા દેતા નહીં પણ હવે તે ફુટો મેહેલની લગભગ આવી પુગ્યા છે અને ભંજાવર તોપોના મારા શરૂ કર્યા છે એટલુંજ નહીં પણ આપણી સૈન્યજીત લીલમ અને કડા નાળ પણ તેઓના હાથમાં ગયછે માટે હે પ્રાણ રક્ષક કૃપા કરીને આ ગરીબ દાસીની વિનતી ધ્યાન લઇ યુદ્ધ કરવા ન જાઓ તો સારૂં પ્રાણનાથ !( રૂદન કરેછે) અને તેમ છતાં આપનો યુધ કરવાનો અતીશય આગ્રહ હોય તો

આ દાસીને પણ સાથે લઈ જાઓ કે આપની અર્ધાંગના આપનાં દારૂણ યુદ્ધમાં અશ્વ આગે રહી દુશ્મનને મારા હાથ બતાવી યુધમાં અમર કીર્તી મેળવી મારી જનુનીને જેમ આપનીપું; પરંતુ જ્યાં સુધી આમ બેમાંનું એકે કબુલ નહી કરો ત્યાં સુધી હું આપને અહીંથી આગળ જવા નહીં દઉં ! નાથ.

શાહ પેંગાર—પ્યારી સુવદના શશીવદની, આવા બારીક સમામાં શુરાને શુર દેવાને બદલે આવા ભીરૂ જેવા સ્ફુંદ કાઢી મને આ માટે બાળે છે, શું તેને તું લાઝીમ છે; તેં સાંભળ્યુંજ હશેજ કે, પ્રિયા કે આગળની ક્ષત્રાણીઓ પોતાના પ્રીયતમને રણક્ષેત્રમાં જવા કેટલા આનંદથી રજા દેતી, વળી તને યાદ હોવુંજ જોઇએ વાહાલી બાળદખા, કે જે દાખલો પ્રાચીન વખતથી ચાલ્યો આવે છે કે જે—

દુહો—જનની જણુ તો ભક્ત જણુ, કાં દાતા કાં સુર;
નહીંતર રેંજે વાંઝણી, પણ ન ગુમાવીશ નુર.

માટે દુશ્મન સાથે યુધ કરવા તેને મારા પુરેપુરા હાથ દેખાડવા મને તાકીદથી અને સહ આનંદીત મુખડે રજા દે, જો કે અગીયાર વરસના લાંબા અરસામાં મારે અને તેને કોઈચીત વખ્તે લડાઇ થાય પણ તે નહીં જેવીજ, આજનો વખત હવે જુદોજ છે તેનું બળવાન સઈન્ય આપણને શું કરવાનું છે શું એક કીડી મોટા બળવાન હાથીનો નાશ ક્ષણવારમાં નહીં કરે ? મોટી ગંજાવર ગંજી સળગાવવા ફક્ત એક અગ્નિના તણખાનુંજ કામ છે તેમજ સીધરાજના મોટા સૈન્યનો ભાણુ વાળવામાં એક ફક્ત હુંજ બસ છું પ્રીયા તારૂં પણ તેમાં કામ નહીં અવસ્ય કદાપી તુને પણ સાથે લઇ જવા હું વીચારૂં પણ તેમાં એક બાબતનો વાંધો આવે છે અને તે એ કે કદાપી દૈવ્ય કોપથી મારી હાર થાય અને આ નાશવંત દેહ પોતાની ફરજ અદા કરવામાં પેદા કરનારની પાસે જાય તો પાસેથી આપણા બંને વહાલા પુત્રોનું રક્ષણ કરી યોગ્ય પ્રસંગે વેર લેવાનું જો તમે અહીં રહો તોજ બને; માટે પ્રીયા તમારા ધર્મ પ્રમાણે કદાચને છેવટનું મારૂં વચન માન્ય કરવાની તમારી ફરજ અને શુપણુ છે જેથી સાથે લઈ જવા મારૂ મન કબુલ કરતું નથી.

(આમ છતાં પણ રાણીકદેવી પોતાથી પતીનો પાલવ ઝાલી ઉભી રેહે છે અને કેહે છે.)

રાગ સારંગ—તાલ દીપચંદી.

( છોડો છોડો સથ કેસનેરે દાસી જાણે તે આપ )

**રાણીક**—(હાથ જોડીને) સ્વામી મારારે સુલક્ષણા, જોડુ આપને હાથ;
કરગરી કહું હું નાથજી, લ્યોને મુજને સાથ. સ્વામી.
**રાહ**—પ્યારી રહો ધૈર્ય ધારીને, રટો ઇશનું નામ;
જેર કરીશ હું વેરીને, કરશું આપણું કામ. પ્યારી.
**રાણીક**—સાથે રહી લડું હોંશથીરે, નહીં જીવની આશ;
સીંહ પેઠે હું પડું સેન્યમાં, કરૂં દુસ્મન નાશ. સ્વામી.
**રાહ**—સાચું કહ્યું તમે પ્રેમદા, ધન્ય ધન્ય છે આજ,
સોડ શોભાવી પ્રીયા માહરી, રાખી જનુનીની લાજ. પ્યારી.
**રાણીક**—નાથ ચાલો જઇએ સાથમાંરે, લઇ ઇશનું નામ;
ક્ષત્રીની કુખ શોભાવીએ, કરીએ સીધ કામ. સ્વામી.
**રાહ**—ધન્ય હીંમત પ્યારી તાહેરીરે, હવે રહોને આંહી;
સાથે નથી તમ કામ તો, લડશું એકલા ત્યાંહી. પ્યારી.
**રાણી**—એ શું બોલો પ્રાણ માહરારે, દયા ગઇ ક્યાં આવાર;
કરશો જુદી જો આપથી, મરૂં ખાઇ કટાર. સ્વામી.
(રાણુકદેવી કટાર લઇ પોતાના ગળાપર મારવા તત્પર થાયછે. રાહખેંગાર તેનો હાથ ઝાલી તેમ કરવા સમજુતી દેતો બોલે છે.)

રાગ બનઝારા.

**રાહ**—મુજને જાવા ઘોને પ્યારી.
**રાણી**—નહી નહી વાત થનારી !
**રાહ**—કરૂં લડાઈનીજ તઇયારી, ઘેરી દુસ્મને મેહેલની બારી;
મારૂં દરેકને ધા કારી, મુજને જાવા ઘોને પ્યારી.
**રાણી**—કદી એવું નહી જો બનશે, સૈન્ય આપણુનાને હણશે,
નહીં કરો મને દુખીયારી, નહી નહી એ વાત થનારી.
**રાહ**—ખરો ક્ષત્રીનો બચ્ચો જેહ, કેમ મે'લમાં સુઇ રહે તેહ;
કરે દુસ્મનની ખુવારી, મુજને જાવા ઘોને પ્યારી.
**રાણી**—ભલે રાજ્ય જો સઘળુ જાએ, કદી વનમાં વાસો થાએ;
ફળ ખાઇને દીન ગુજારી, નહી નહી એ વાત થનારી,
**રાહ**—નહીં કર તું મનેરે નીરાશ, પુર મારા દીલની આશ;
દે રજા ખુશીથી સારી, મુજને જાવા ઘોને પ્યારી.
**રાણી**—નહી નાથ એ વાતજ કરશો, દયા દાશીની દીલમાં ધરશો;
કરો જીંદગી આ સુખીઆરી, નહીં નહીં એ વાત થનારી.
**રાહ**—એવા ભીરૂના બોલ ન કહીએ, લડવા તણી હીમત દઇએ;
ખરે ક્ષત્રીનો ધર્મ જાણી, મુજને જાવા ઘોને પ્યારી.
**રાણી**—તમ વિના હું એકલી નાથ, કહો રહુ હું કેની સાથ,

આશો જઇએ જંગલમાં નાશી, નહીં નહીં એ વાત થનારી.
રાહ—નાસવાથી પ્રતિષ્ટા જાએ, દુનિયામાં બેઆબરૂ થાએ,
કરો વાત ન એવી નહારી, મુજને જાવા ઘોને પ્યારી.
રાણી—તમ પ્રીતોનું પાન જેહ, કરૂં કોની સાથે હું તેહ,
દુખ ઝાળને નાખો નીવારી, નહીં નહીં એ વાત થનારી.
રાહ—ખોઉં ક્ષત્રીવટ હું આજે, તો તો માતા મારી લાજે;
આખર પ્રીતીછે દુખીઆરી, મુજને જાવા ઘોને પ્યારી,
રાણી—જળ વીનાનું મીનજ જેવું, વીના આપના તન છે તેવું;
ખરે થઇ હવે દુખીયારી, નહીં નહીં એ વાત થનારી.
રાહ—બસ પ્યારી તું કર ન જક, લડવા જાવું મારે બેશક,
હવે પ્રમાણ પ્યારી મારી, મુજને જાવા ઘોને પ્યારી.
( રાહખેંગાર યુદ્ધ કરવા ચાલ્યો જાય છે. )
રાણકદેવી બોલે છે.

## सोरठो.

नथी में घोडा गुडीआ, नथी माळया मंड र;
नथी माणी राणकदेवने, केम ओळंभा दे खेंगार.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જીર્ણદુર્ગની બજાર.

**પાત્ર**—સીધરાજ તથા રાહખેંગારનું લશ્કર.

( રાહખેંગાર પોતાના મેહેલ ઉપરથી નીચે ઉતરતાં ગીરનારના પવીત્ર પર્વતમાથી ચંદ્રોદય થતાં તેના શીતળ કીરણ ખેંગારના મુખ ચંદ્રપર પડતાં વાર સીધરાજની દ્રષ્ટીએ ખેંગાર પડતાં તેને ઝેરી તીર મારી રાહખેંગારના આત્મને પરમાત્માની હજુર પોચાડી દીધો બાદ લડાઇ બંધ કરી.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—જંગભુમી.

**પાત્ર**—સીધરાજ, દેશળજી, વીશળજી. અને બીજા લડાયકો.

**સીધરાજ**—વીશળજી આ તમારા મામાનું મુડદુ સાચવવા આપણી છાવણીમાં પુગાડો અને હું રાણીકદેવીના મેહેલમાં જઇ તેને મારા સ્વાધીનમાં લઉં કારણ કે જો તેને આ વાતની ખબર થશે તો તે આત્મહત્યા કર્યા વગર રેહેશેજ નહીં અને જ્યારે તેમ

અને ત્યારે બાર વર્ષની અથાગ મહેનત ઉપર પાણી ફરેજ.

**વીશળ**—હા કાકા, આપનું કહેવું યથાર્થ છે પરંતુ મારી વીનતી આપ જો ધ્યાનમાં લ્યો તો હું અરજ કરૂં છું કે આપ આપનું પાટણ છોડી આંહી આવી રહે આજે ૧૨ વરસ થયાં તોપણ જુનાગઢના કીલ્લામાં આપ દાખલ થઇ શકેલ નથી તે મુજબ આ રાણીકદેવીના મેહેલમાં દાખલ થવાને આપને પુરેપરાં બીજા ૨૪ વર્ષ જોઇશે; માટે જો તાકીદથી આપે તેના મેહેલમાં દાખલ થવુ હોય તો દેશળજીને સાથે લઇ જાઓ કે તે કંઇ પણ યુકતી કરી બાર ઉઘડાવશે.

**દેશળ**—હા ! કાકા, વીશળજીનું કહેવું ખરૂં છે, હું આપની સાથે રહી કંઇપણ યુકતીથી રાણીકદેવીનો મેહેલ ઉઘડાવી દઇશ પરંતુ ત્યાં આપે યાદ રાખવાનુ છે કે રાહખેંગાર મરી ગયેલ છે એ વાત ત્યાં કહેવી નહીં પરંતુ તેને જીવતાં કેદ કરેલ છે એવું જ જણાવવું નહીં તો, રાણીકદેવી સતી છે તે એકાએક શ્રાપ દઇ આપણુને ખાખ કરી દે.

**સીધરાજ**—બરાબર દેશળજી તમારી યુક્તી ઉચીત છે માટે ચાલો તેમજ કરીએ.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રાણીકદેવીનો મેહેલ.

**પાત્ર**—રાણીકદેવી પછીથી સીધરાજ, દેશળજી અને પછીથી રાહખેંગારનો પુત્ર.

**રાણી**—રાહખેંગાર તીરસ્કાર કરી ગયા બાદ રાણીકદેવી તેની જીંદગી માટે પ્રભુ પ્રાર્થના કરે છે.

### રાગ હીંદી.

કરો રક્ષા પ્રભુ દુસ્મનોને મારી, મેહેર આણી મુજ નાથ દો ઉગારી;
મેહેર કર પ્રભુ પુત્ર મુજ ધારી, વીજયશાળી નાથ મોકલો મોરારી. ૧
દયા આણ પ્રભુ બાળકી હું તારી, સ્તુતી શું કરૂં હું અલ્પમતી નારી;
રખે થજે ઇશ મમ પતીનો વારી, વીજયશાળી નાથ મોકલો મોરારી. ૨
અસહ સંકટથી પાંડવોને તાર્યા, થઇ સારથી તેં કૌરવો સંહાર્યા;
પળમાંહી પ્રભુ દુખદો નીવારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૩
કરૂં સ્તુતિ પ્રભુ ધ્યાન જરા દેજે, અલ્પ સ્તુતિ ઘણી માની કરી લેજે;
જુઠુંદુર્ગે મધ્ય વીજયદે પુકારી, વીજયશાળી નાથ મોકલો મોરારી. ૪

( નીચે કંઇ અવાજ થતો સાંભળી બોલે છે. )

## सोरठो.

**कमण खटकावे कमाण मठी छे राणीकदेवीनी,**
**जो जाणशे राखेंगार, झटक कान ज मोडशे.**

**દેશ**—ભાભી એ ભાભી, બાર ઉઘાડો હું તથા મારો મામો દુશ્મનોને મારી જીત મેળવી આવ્યા છઈએ.

**રાણી**—કોણ દેશળજી કે મેં સાંભળ્યું હતું કે તમો દુશ્મનોને મળી ગયા છો! અને રએને ફરેબથી મને ફસાવવા ધારતા હો માટે જો મારા પ્રાણનાથ મને બોલાવશે તોજ હું ઉઘાડીશ!

**દેશ**—ભાભી તમારૂં કહેવું ખરૂં છે હું દુશ્મનોને મળી ગએલ; પરંતુ તે એટલા માટે કે જો તેમ ન કરત તો દુશ્મનો મરાત નહી અને ઘણા દીવસ સુધી આપણને અને આપણી વસ્તીને હેરાની ભોગવવી પડત વળી મામા મારી સાથે છે પરંતુ તેને સીધરાજના હાથનો એક સખ્ત જખમ વાગવાથી આ વખ્ત તે બેભાની અવસ્થામાં છે માટે તુરત બાર ઉઘાડો કે મામાની સારવાર થાએ.

**રાણી**—એમ છે ત્યારે લ્યો ઉઘાડું.

મેહેલનું બારણું ઉઘાડે છે ત્યાં રાહખેંગાર નહી પણ સીધરાજ મેહેલમાં દાખલ થઈ રાણીકદેવીને કંઠાલીંગન દેવા જાએ છે ત્યાં સીધરાજને જોઈ રાણીકદેવી મુર્છાગત થઈ પડે છે તેને—

**સિધ**—પ્રિયા.

**રાણી**—(પ્રિયા શબ્દ કરણે પડતાં સીંહણીની માફક કુદીને) પ્રિયા કહેનાર પાપી ખસ દુર અહીંથી.

**સિધ**—હે કોમળાંગી, હે કમકદળી, હે સુવદના, આ મ-ભરાવ છે. સોરઠ જેવા સોળ ભાગની પટરાણી કરનારે અને તારે સાથે પ્રથમથી સગાઈ થઈ હતી તેજ હું સીધરાજ.

મુક પુળો તારા રાજમાં અને પાટમાં.

**રાણી**—અરે દુષ્ટ આવું બોલતાં તારી જીભ કેમ નથી કપાતી. દેશળજીને કહે છે—

### ગુરૂ ગોવીંદના મહિનાનો રાગ.

દુષ્ટ દેશળ વીર કહુછું તુજનેરે,
કર્યા ભુંડા મારા હાલ, ફટ છે તુજનેરે;
તારા મામાના લીધા પ્રાણ, કુલ લજાવ્યુંરે,
મળી કાકાને આજ, વેર વળાવ્યુંરે;
માર્યા દુદ્દો ને હમીર, દગો દઈનેરે;
ઉઘડાવ્યા દ્વાર, ખોટું કહીનેરે.

**સિધ**—તારે આટલું બધું બળ બતાવવાનું નથી યાદ રાખકે તારા ધણીને મે કેદ પકડેલ છે જો તું મારા સ્વાધીન થઇશ તો હું તેને છોડી દઇશ નહીં તો કટકે કટકા કરી નાંખીશ ને પાટુ મારે છે

રાણી— **સોરઠો**

**પડખાની પાટુ માં માર, ખેંગારના ખાધેલ નહી;**
**તને મોજડીઓના માર, સીધરાજ તારા શોભે નહી.**

**રાણી**—અરે દુષ્ટ પૃથ્વી કેમ રસાતાળ નથી જતી; સુર્યે કેમ આથમણો નથી ઉગતો પણ હું જે એક વખત રાહખેંગારની કેહેવાઇ તે કદી તારે સ્વાધીન થવાની નથી તું ભલે મારા આજ વખતે કટકા કરી નાંખ પણ મારા પ્રાણનાથને ઉગાર એટલે મારી વિનંતી છે.

**છોકરા**—મા. મા. આ કોણ છે ? તું કેમ રૂએ છે કેમ બોલતી નથી, દેશળજીભાઇ મારા કાકા ક્યાં છે અને આ અજાણ્યો માણસ કોણ છે.

**સિદ્ધ**—( ગુસ્સામાં ) સીપાઇ આ છોકરાને અહીંથી લઇ જાઓ ( રાણીકને ) કેમ માને છે કે નહી. નહીં તો તારા છોકરાનો નાશ કરીશ.

**રાણીક**—છોકરાનો તો શું પણ આખી પૃથ્વીનો બલકે મારા પ્રાણનાથનો નાશ કરશે તોપણ શું મારૂં સતીત્વ છોડનાર નથી.

**સિદ્ધ**—ઠીક છે ત્યારે. ( સીપાઇના હાથમાંથી કુંવરને પડાવી તરવારથી તેના બે ટુકડા કરી નાંખે છે તે જોઇને )

**રાણીક**—(અતીશય આક્રંદથી ) અરે ઘાતકી શીધરાજ

( અતીસ્ય રૂદન કરતી )

( રાગ—મારી વહાલી તુ થાને શાંત )

દુખદરીયામાં નાખી એ નાથ, મારાથી કેમ જીવાએ;
રોઇ રોઇને રે'વું આંહી, વીના મોતે કેમ મરાય.
આપ જવે અવની વીશે, થયું અંધારૂં ઘોર;
પ્રજા આતા બહુ વલવલે, કરે મળવાને બહુ શોર. મારાથી.
પ્રેમ અતીશય રાખતો, દીલનો પુત્ર દયાળ;
ચીંતા મારી રાખતો, હવે લેશે કો સંભાળ. મારાથી.
સોરઠ પ્રજાના હાથથી, ગુમ થયું છે રતન;
બીજા ભાવ નહી લાવતાં, કરૂં કેતું હું તો જતન. મારાથી.

**સીદ્ધ**—વધારે રડવું છોડી દે, તું જાણતી હઇશ કે તારો પતી મારી સાથે કેદ છે પણ નહીં તેનો પાપી આત્મા ઘણો વખત

થયાં જગતકર્તાની હજુર પોહોંચી ગયો છે. માટે જો તું મારે સ્વાધીન થઈશ તો તારા મોટા પુત્રને હાથે તેની ક્રીયા કરવા આગ્ના દઈશ અને આ સોરાષ્ટની ગાદી પણ તેનેજ આપીશ, માટે હજી માન.

રાણીક—હર હર વીશ્વંભરા ! ! ! !

( રાગ ઓધવજીનો સંદેશો. )

શી રીતે પ્રભુ ધીરજ ધરી બેસું હું,
ભડ ભડ દીલમાં ભડકા દુઃખના થાયજો;
કેર થયો છે અતીશે આ અવની વિશે.
ફેલી છે આ દુઃખની મોટી રેલજો.
પ્રાણ તણારે પ્રાણ ઉડીને કયાં ગયા.
દયા ન આવી મુજને કરતાં નીરાશજો,
કોનેરે આધારે રહીશ હું નાથજી.
શાન્તી કેવા રીતે દીલની થાયજો,
પ્રજા સઘળી તલફે આપ વિયાગથી;
વિના પાણીતુ જાણો જેવું મીનજો.
કેમ કરી આ જીંદગી પુરી તો થશે,
દુખ તણી તો રાખી નહીં કંઈ સીમજો.

હે દયાળુ પ્રભુ હે જગતકર્તા જગદીશ્વરા એટલો મોટો મેં વારો શો અપ્રાધ કર્યો છે ! અરે પતી અરે પુત્ર મારા દુખના વીસામા ! મારા નોધારાના આધાર ! મારી જીવન દોરી ! તું પણ તારા પીતાની સંભાળ લેવા તારી રાંકડી માતાને મુકી ચાલ્યો ગયો હાય ! હાય ! હાય.

રાગ રસીલી તારી સુરત.

પુત્ર રતન તો પ્રાણથી પ્યારૂ, તેવણ જીવવું છેજ અકારૂં;
સુખડુ સર્વ ગયું છે મ્હારૂં, સંસાર સુખ લાગે છે ખારૂં.
માતુ માતુ કરી કો હવે આવે, જનુની કેરા જખમ રૂઝાવે;
નાથ અને પ્રીય પુત્રજ જાવે, અન્નોદક શી રીતે ભાવે,
વેરીનો કરશે એ નાશ, દીલમાં હતી એવી આશ;
હવે થઈ છું તદન ઉદાસ, કેવું મ્હારે કોની પાસ.

( સહીયર દુખ શું દાખવું.—રાગ )

કરમ ફુટયુરે મ્હારૂં આજથી, ખોયા રાયને રાજ;
ગઢરે જુનો સુનો થયો, જાતાં કરી હાસ્ય રાહખેંગાર.
મંદ મુખથી બોલતાં, કરી હસ્ય વિનોદ;

એ સમજાણું તે એણે ગયું ગઇ દુશ્મન હાથ. ૨
સુના મંદિરમાં પોઢતાં, લઇ પ્યારીને પાસ;
એ ધડ ક્યાં હવે રડવડે, ખરે થઇશું નિરાશ. ૩
એક કે'તાં એકવીસ મળે, ધરે ભુમી ન ભાર,
એ ધડ ક્યાં હવે રડવડે, દુખનો નહી પાર. ૪
જે નારી કો નીરખે નહી, નખ કો ન પામેલ;
તેરે દુશ્મન હાથે ચડી, કર્મે થયું છે સામેલ. ૫
ઓ નાથરે આવી મળો, દો દરશનનો લાભ;
દાશી તમારી રોઇ મરે, ધીઃક ધીઃક અવતાર. ૬

સિદ્ધ—કેમ સ્વાધીન થાએછે કે નહિ, હા હજી વધારે દુખ બેઠવું છો માટે કોમળાંગી ચાલ મારા કમળ મેહેલમાં ને કર મઝા.

રાણીક—અરે ઘાતકી ચંડાલ ! ! ! ( મુર્છા ખાઇ ઢળી પડેછે તે ઉઠતાં ઉઠતાં )

કેર વરતાયો બહુ કાળોરે (૨)
કોટી કોટી ગુનામાં પડયો છે તું આજ; દુષ્ટરે તું દુર.

**સાખી.**

દયા હીણુ દયાળ, જાવું મારે કયાંઇ;
દુખ દરીઆની માંય ઉભી છઉં;
કર સાય પતી મારા, ખેંગાર પુરાણા છે ત્યાંય;
અનંગ બળે અંગ માંય દુષ્ટની છે છાંય. દુષ્ટરે.
છોડીને ચાલ્યા ગયા, હશો તમો તે ક્યાંય;
જો સ્વર સાંભળી માહરો, તો દોડી આવો આંય,
દ્વાર દેખાયું શામની, જાવું મારે કયાંય;
નીરમળ વેતું નીર છે, હું પડું તેહની માંહ. દુષ્ટરે.

**લલીત.**

અરર નાથરે શું હવે થશે, દીવસ માહરા કેમરે જશે;
દીલ ઉદાસ તો કેમરે કરી, પરમ પ્રાણુરે કયાં મળું ફરી.
શયન સેહ આ સુનુરે થયું, જીવન માહરૂ એમરે ગયું.
જઇશ ક્યાં હવે બેસવા ઠરી, પરમ.
દીલથી પ્યારી તો કો હવે કહે, દુખ બધું હરી કોણરે લહે;
થઇ અભાગણી દુખની ભરી, પરમ.
શયન જોઇને શોકતો થશે, હૈડુ માહરૂં હાથથી જશે.
અરર ધીક છે તારને જરી, પરમ પ્રાણ.
અરર આંખથી આંસુઓ ખરે, મનડું માહરૂં હાથ ના રહે;

મરીશ હું હવે ઓ હરી હરી, પરમ પ્રાણને કયાં મળું ફરી.

અરે દુષ્ટ તું મને ના અટક, હાય દૂર થાત; દેશળ તું તારે મોં મને ના બતાવ અરેરે તને આ તારા નાના ભાઇની પણ દયા ન આવી, હાય હાય; ઘાતકી દેશળ તુને કીલ્લા બહાર જતાં પ્રાણેતરેશ કેમ ન ડર્યો અને તું કેમ ન મૂવો. અરે જેનું તેં નીમક ખાધું તેનુંજ ખોદ્યું અરેરે મેં દુધ પાઇને આ વીશધરને ઉછેર્યો તું તારે કાળું કર અને હજી જો કંઈ શરમ આવતી હોય તો આ દુષ્ટને સમજાવ—પ્રાચીનકાળનો દાખલો તેં પાછો સજીવન કર્યો ભાણેજ થઇ મામાનો પ્રાણ લેતાં ન અચકાયો.

સિદ્ધ—( વિચારમાં પડીને )હા ખરેખર મારી પ્યારીનું કહેવું જ યથાર્થછે આ દુષ્ટે જેવી રીતે એના મામાને દગો દીધો છે તેવીજ રીતે મને પણ દેશે ખરે મારો અર્થ સાધવા મેં તેને આશ્રય આપેલ પણ હવે તેને પાસે રાખવામાં માલ નથી નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

## શ્લોક.

**विश्वासः प्रतिपंथानां येनर विश्वासघातिनः**
**तेनर नरकेयाति यावतचंद्रो दिवाकर ॥**

અને તેટલાજ માટે તેનું આ વખતજ નીકંદન કરી નાખવું એ વ્યાજબી ને ઉચીત છે પણ તેવી બાબતની જો તેને ખબર થઈ તો તે પણ ક્ષત્રી બચ્ચો છે, અને અહી હાલ હું એકલોજ છું અને એક સિપાઇ છે તે પણ બહાર છે માટે કંઇપણ ઉપાયથી તેને ફરેબમાં ફસાવી પકડવોજ એ સલામતી ભરેલું છે માટે ( વિચાર કરીને ) સીપાઇ.

સીપાઈ—જી હજુર.

સીદ્ધ—સીપાઇ—મારી પ્યારીના કહેવા મુજબ એ વિશ્વાસઘાતકી દેશળજીને ઉપર કોટની ધકા બારીયેથી ફેંકી દો—ફેંકી દેતાં અગાઉ તેનું નાક હજામ પાસે કપાવી તેને ગધેડાપર બેસાડી આખા શેહેરમાં ફેરવવા ચુકવું નહીં અને તેજ મુજબ પેલા નીમકહરામ વીશળજીનું પણ કરો એટલે મારી પ્યારીનું દીલ શાન્ત થાય.

રાણકદેવી—બસ ચંડાલ બસ, હું તને હજાર વખત કહું કે તું મને પ્યારીના ઉપનામથી ન બોલાવ પણ મુનીના નામથી

બોલાવ, તું રાજા છે અને આ દેશનો અધીપતિ હવે તુંજ છે અને જ્યારે તેમ છે ત્યારે હું હવે તારી પુત્રીઓ માટે પુત્રી પર મેહેર રાખ, હું તને હાથ જોડીને કહું છું કે મારા એક છોકરા સાથે જવા દે હું મારો નીરવાહ ભીક્ષા માગી ચલાવીશ, અરે, તું રાજા થઇને અને સર્વનો પિતા ગણાઇ આ તારી ધર્મની બેહેન તરફ રાજા તરીકે તારા ફરજંદ તરફ કેમ નથી જોતો.

**અથ ઠીલો બાપુ શું છે કામ. એ રાગ**

**રા**—દુર અહીથી થાનેરે ખોટી ધરી બેઠાં આ શું હામ;
**સી**—કેદ તુને કરવી રે, પ્યારી કરવાનું છે કામ,
**રા**—દુનીયાં દગાખોર પાપી દુષ્ટ, થાવાનું નહીં તારૂં કામ. દુર.
**સી**—હઠજ સઘડી છોડીજ દેની, મને અટકાવા કેની છે હામ. કેદ.
**રા**—મારા પતીથી તું મેળવ મુજને, એવી રાખીને બેઠીછું હામ. દુર.
**સી**—તારા પતીને તું મળીજ ચુકી, એવા દુષ્ટનું લે નહીં નામ. કેદ.
**રા**—પ્યારી તારીની પુરણછે પ્રીતી, તારી બેનાનું ન લેજે નામ દુર.
**સી**—રાજ આ સઘળું શેંપૃછું તુજને, રાણી સર્વ તારીછે ગુલામ કે.
**રા**—રાજ તારાને શું કરવું છે મારે, કાપડું તો આવે એ કામ. દુર
**સી**—મુગે મોઢે મારે સ્વાધીન થાને પ્યારી કરવું ઘટે નહીં આમ કે.
**રા**—મારા પતીને પુર્યા છે કેદમાં મુક છુટાને લે મારૂ નામ. દુર.
સ્ત્રીથી પોચી બહાદુરી તારી ધીક આપુંછું તને શ્રાપ. દુર.

**સીદ્ધરાજ**—ચુપ ચુપ એ બકવા છોડી દે. હાલ તું નહીં માને એમ લાગે છે મારે. ચાલ હાલ તો તું પાટણ પછી જોઇશ.

( એટલામાં દેશળજી તથા વિશળજીને મુશકે ટાટ બાંધી મેહેલ નીચેથી લઇ જાય છે તે વખત દેશળજી બોલે છે. )

**દેશળજી તથા વીશળ**—હા ! પરમેશ્વર મેં પ્રથમથી કંઇ પણ વિચાર ન કર્યો અરે આ સૌરાષ્ટ્રની આખી પ્રજાને તેમજ આ ગરીબડી સ્ત્રીને મેંજ ફસાવી, ધીક છે મારા અવતારને આ કરતાં કદી એક પથ્થર થયો હોત તો પ્રજાનું રક્ષણ કરનાર કીલ્લામાં સમાઇ લોકોને ઉપયોગી થઈ પડત ! આ બધી ખરાબી કરનાર કોણ ફક્ત દારૂ—દારૂ—દારૂ.

**બેત**—

ઓ દારૂ દારૂ કેવી તારી ચાલ, મ્હોટા સુરવીરને કરે એ હાલ;
કજીઓ કુસંપને કલેશનો વધારનાર, પીયે જે દારૂ તેને છે ધીક્કાર.

**સિદ્ધરાજ**—(બારીયેથી )સીપાઇ, એને જલદી પકેલ બારી·

માંથી ફેંકી આવો કે જેથી દુનીયાં પડો લેકે નીમકહરામી કરવામાં કેટલો ફાયદો છે, અરે (પોતાની પાસેના શીપાઇને) આ દુષ્ટ કહીલી ઓને રથમાં બેસારી આપણી છાવણીમાં લાવો અને તુરત છાવણી ઉઠાવો, તેટલામાં હું શેહેરનો યોગ્ય બંદોબસ્ત કરૂં છું.

સિપાઇ—ચાલો બાઇ સાહેબ.

રાણી--અરે દુષ્ટ દુર રહે, મુક પુણી તારા બાઇ સાહેબના સંબોધનમાં ચાલ હું તારી પાછળ ચાલીજ આવું છું.

(રાણીકદેવી ગીરનારનો પવીત્ર પર્વત ઉતરતી જાય છે. અને હઇયા ફાટ વચને વિલાપ કરતી ચાલી જાય છે.)

**सोरठो.**

**ऊतरीया गढ गिरनार तनहुं आव्युं तळाटिये;**
**वळतां बीजो वार, दामोकुंड नथी देखवो.**

(પછી ધારાગર નામની વાડી પાસે આવીને બોલી.)

**सोरठो.**

**चंपा तुं क्यां मोरियो, थइ मेलुं अंगार;**
**मोहोरे कळिंयुं माणेरी, मार्यो राहखेंगार.**

પછી ગીરનાર પર્વતને જોઇને બોલી--

**सोरठो.**

**ऊंचो घढ गिरनार, वादळींथी वातु करे;**
**मरतां राहखेंगार, खरेडी खांगो नव थयो;**

**सोरठो.**

**गोझारो गिरनार, वलामण वेरीने कियो.**
**मरतां राहखेंगार, खरेडी खांगो नव थयो.** (શિખરો પડે છે

**सोरठो.**

**म पड मारा आधार चोसलां कोण चढावशे;**
**गया चढावण हार, जिवतां जातर आंवशे.**

રાગ અશાવરી જોગીયો.

છોડીને જાઉં એકલી, પ્યારા તુજ પ્યાર;
છોડીને પ્રીતમ પ્રાણને, સાથે હરી આ વાર.

ધિઃક ધિઃક ગિરનાર હો, પડયો નહીં આવાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર. (શિખરો પડેછે)
પડ ન પડ આધાર તું, જીવતાં જાત સાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
દુષ્ટ મયુર તું શું કરે, મધુર સ્વર આવાર;
રંડાપો રાણકદેવીને મરતાં રાહખેંગાર.
બાળે છે મુજ મન તું, બળજો તારી જાત;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
પ્રણામ વાહાલા કોટને, પ્રણામ છેલ્લી વાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
પ્રણામ ગુરૂ દતાત્રી, પ્રણામ અંબા માત;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
પ્રીતમથી મેળવ પ્યારીને, માતા મારી સાર;
જુગો જુગ જોડલું, રાણીક રાહખેંગાર.

(ઉતરી જાય છે)

સે. ૧૨ પ્રજા રાહખેંગાર અને રાણકદેવીના ગયાબાદ દીલગીરી કરેછે)

મરસિયા.

આશો જુલ્મ જુલાણા પર કર્યો, રાય રાહને પ્રભુ તેં પરહર્યો,
રે હાય હાયરે આશો૦

રૂવે સોરઠી પ્રજા આ તમારી, તેને કેમ દીલે નવ ધારી;
કીધી ચાલતી સ્વરગમાં સવારી, રે હાય હાયરે, જુલ્મ૦
રાય રાણી રૂવે રણવાસે, દાસ દાસી રૂવે છે અવાસે;
હાથી ઘોડા ઉભા છે ઉદાસે રે હાય હાયરે. જુલ્મ૦
પશુ પક્ષી અતીશે રૂવે, મેઘ મંડળથી આંસુઓ સુવે;
પ્રજા સોરઠની સુખે ન સુવેરે, હાય હાયરે, જુલ્મ૦
નાના બાળ બે સામું ન જોયું, તેણે રોઇને આંગણું ધોયું;
કેમ શોકનું ઝાડ રાજ બોયું, રે હાય હાયરે જુલ્મ૦
ક્યાંથી આવ્યો આ સીધરાજ પાપી, દીધી રાહની ગાદી ઉથાપી.
સુખ સોરઠનું નાંખ્યું કાપી રે હાય હાયરે જુ૦
ધરે દીલે પ્રજા દીલગીરી, લ્યુ તારી વાંસે લે ફકીરી,
દીલે ધારે ન વસો અમીરી, રે હાય હાયરે જુલ્મ.

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ—વઢવાણ નજીક ભોગાવા ઉપર સિધરાજની છાવણી-માંનો રાણકદેવીનો ખાસ તંબુ.**

**રાણિ—એકલી એક કોચ ઉપર બેઠી બેઠી.**

**રાગ આશાગોડી.**

લાજ રાખો પ્રભુ મારી, સંકટ સમયે લાજ રાખો પ્રભુ મારી;
ગુર્જરના મહીપતીએ આવી, મુજ નાથને નાખ્યા મારી. સંકટ.
મુજને ફસાવી લાવી આંહી, છુટવાની નથી બારી. સંકટ.
તુંજ બચાવે તોજ બચું છું, નહિતર થઇ દુખીઆરી. સંકટ.
સત્ય પતીવ્રત રાખજે મારૂં, પ્રભુ હું બાળકી તારી. સંકટ.
સતી ધરમને કારણ હું તો, જીંદગી તજું છું મારી. સંકટ.
પ્રાણ પડે કદી મુજ ધર્મ માટે છો પણ જાઉં ન હારી. સંકટ.
સાહ્ય કરજે તું સંકટે મારા, લેજે પ્રભુ તું ઉગારી, સંકટ.

( સીધરાજે એકદમ પ્રવેશ કરીને. )

**સીદ્ધરાજ— ઠુંઠી.**

પ્રીયા માન જરા માન કહ્યું મારૂં, કેમ ખુટયુંછે આયુશ્ય પ્રીયા તારૂં,
નથી કોઈ તુને હવે બચાવનારૂ, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.
હજી વખ્ત ઘણો છે વિચારી જોને, પછી પ્રીતી કેરૂં પાન મને દેને;
પ્રીયા પ્યાર હજી દીલમાં હું ધારૂં, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં,
વખ્ત નથી હવે અતણુ થવાનો, નથી વખ્ત મારે તુજપરે દયાનો;
હજી માન ધરતુ કાન વાત વધારૂ, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.
ખુશી કરૂં ખુશીકર બાકુ તુને, દીલ ચડોછે આનંદ જુસોહુંને;
હરૂ દોલત માયાને પીડ સારૂ, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.

**પ્રીયા**—ઘણી વખ્ત હું તુને કહી ચુકયો અને ધારૂંછું કે હવે તારા સ્વદેશનો જુસ્સો તારા દીલમાં કદાચીત રહયો હશે માટે હવે તું ખુશાગી મારી સાથે પુનરલગ્ન કર અને ગુજરાત જેવા વિશાળ દેશની પટરાણી થા અને સોરઠ તારા પુત્રને સોંપીશ પ્રીયા.

**રાણીક**—પાપી

**( રાગ પીયુને તલાવનાર )**

શુંરે કહુ દુષ્ટ તુને શરમ નથી,
કાયર થઇરે તુને કથીરે કપી,
પુત્રીવત તારી તેને પ્યારે શું શું કહે;

નક્કટ નિરલજ્જ જરા મનમાં લહે.
પ્યારી કેતાં જીભ તારી કેમ ના તુટે,
પ્યારી કેતાં આયુશ તારૂં કેમ ન ખુટે;
જીભ તારીઆરે ઉગો કંટક સાર,
ધીઃક ધીઃક તારો જાન્મે એળે અવતાર.
ભલે સુર્યોદય પશ્ચીમમાં થાઓ,
ભલે કદી સમુદ્ર માઝા મેલીને જાયે;
ભલે કદી નક્ષત્ર સૌ પૃથ્વીમાં પડે.
ભલે કદી ચંદ્ર સુર્ય પૃથ્વીને અડે.
સતી ક્ષત્રાણીરે તણી રાખીશ માં આશ;
એથી થશેરે તારા જીવનો વિનાશ.
ધર્મના પીતારે તું પુત્રીથી રેજે દુર:
તાત મારા તુલ્ય તું તો થા નહી ક્રૂર.

પીતા તુલ્ય રાજા હું પણ તને વિનંતી કરીને કહું છું કે મને હવે વધારે વખ્ત ન છેડ હું સતીને એમ ધારે છે કે મને જે જુઓ મારા પવિત્ર નગરમાં હતો તે આંહી નહીં હોય, ના ના તે વિચારનો ખ્યાલ તારે સ્વપ્ને પણ નજ લાવતો મારો પતીવ્રત જા રસો મારા મરણ પછી મારી ચેહમાં પણ ખળભળશે અને તારો અંત આવતાં સુધી તારો પીછો લેતા છોડશે નહીં.

**સિદ્ધ**—સહનસીલતા રાખ તું માનીશજ નહી એમ મને ખાત્રી છે કુળ નીકંદન કરનાર દેવી ચાખજે સ્વાદ, સીપાઈ રાક્ષ- ખેંગારના પુત્રને લાવો. ( સીપાઈ જાય છે. )

**રાણીક**—કસાઇ ! તું મને કુળ નીકંદન કરનારની ઉપમા આપે છે? શું મારા નીરદોષ પુત્રોના શબો મારી નજરે આગળ પડતાં જોઇ મારો સતી ધર્મ ચુકું ના, ના એ તો તુજ મારા કુળ નીકંદન કરનાર પાપી અને તેજ પાપે તારૂં કુળ નીકંદન થશેજ.

( માણેરો બંધીવાનની તોલમાં દાખલ થાય છે. )

**માણેરો**—વાહાલી માતા !!! મારા સ્વર્ગવાસી પીતા !!!

**રાણીક**—કુળદીપક પુત્ર. ( રાણીકદેવી, પોતાના ગળા સાથે પોતાના વાહાલા પુત્રને જોડી દે છે અને સ્તનપયથી પોતાના પુત્રને નવરાવી દે છે. )

**સિદ્ધ**—( ખુલા ખડગથી, પોતાની મમતાળુ માતાને કહાલી ગન દઇ રડતા પુત્રને જોરથી ખેંચી તેને મારી નાંખવા જાય છે (ત્યાં)

શાબ્દીક—(ગળગળે સાદે) એ નીરઅપરાધી પશુને ( ડસકાં ખાતી ) વધ હત્યારાંની પેઠે કરવા ( ડસકાં ખાતી જાય છે મારા કટકે કટકા કર પ્રથમ મારા હાથ કાપી ને આંખ ફોડી ને, (ડસકાં ખાતી) કાન કાપ મારી દરેક આંગળીમાંથી જીવતાં નખ છોટ અને મને રીબાવીને મારી પરીક્ષા લે કે મારો પ્યાર મારા સ્વામી તરફ છે કે ઠગે છે).

માણેરા—માતા મારા છેલા પ્રણામ મારી હેતાળુ માતા મારી મમતાળુ મા તેં મારા ઉપર કરેલા ઉપકારનો કીંચીત માત્ર પણ બદલો ન આપતાં અને પીતાજીના વંશનો નાશ કરતો હું મારા પોતાને મરાવા જાઉં છું માતા મારાથી કંઇ માતુ ભક્તિમાં ન્યુનતા રહી હોય મારી વીવેકી માતા મારી તરફથી તુંને કંઇ કડવાં વચન કેહવાયાં હોય તેની ક્ષમા કરજે મારી માતા (બોલતા જાયછે સાં).

શાબ્દીક— ઉક્તિ.

પ્રીય પુત્ર માણેરા, ક્ષત્રી જાતિ કદી નહી ડરીયે
મરતાં ફરી નારે, ઇશ વીના નહી મા મુખથી કહીયે.

**શાબ્દીકેહરી—ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ.**

માણેરા તું રે મા પુત્રજ માહરા,
ફુલમાં કાળુ લાગે કલંકજો. માણેરા૦
મરતાં વાલા માને ન સંભારીએ;
એવા આપણા લખ્યા વીધીએ લેખજો,
કાળ નથી તારૂં હીભાગ્ય શું કહું;
અમર રાખજે પુત્રજ આપણું નામજો. માણેરા૦
તુજ માતાનું હિયાળ આમ સચવાતા,
કુંવર કોડીલા આવો શો ત્યાં કામજો,
રોઇ રોઇ રાતી આંખડીઓ કાં કરે;
છાતી મારી ફાટે છેલીવારજો. માણેરા૦
સ્વાધીન થા મુગે મોઢે સમશેરને,
મમેરીને દયા ન આવે તલવારજો;
બેટા તારો બાપ મને તો સાંભરે,
નથી રાખવું અહીંયાં એનું નામજો. માણેરા૦
શુરવીર થઇ તે ધરમ તેનો સાચવો,
તુજ પછાડે મરૂં કદી પ્રાણજો,
તુથી નાનો આવ્યો તે કામમાં;

અરેરે નીરદેશના બોલવાથી પથર ગળી જાય તો તારી વજ્ર છાતીમાં દયાનો એક પણ અંકુર ન ફુટયો (ગુસ્સામાં) પાપી નીચ, મારા બે પુત્રો અને પતીનો નાશ કરી મને એકલી કરી તું તારી મનોવૃતીમાં સફળ થઇશ ચંડાળ લાવ મારા પવિત્ર પતીનું શબ.

**सोरठो.**

**पायणने परहते, कहो तो कुवा भरावीये;**
**माणेरो मरते शरीरे संरणा वहे.**

( રાણીકહેલી લાલ આંખે અને ધ્રજતે શરીરે )

**રાગ જુવો જુવો વીધી ભીડી હામ.**

બસ બસ થઇ હવે બહુ, ક્ષત્રાણી સત નહી મુકેરે;
જગ જોશે દાખલો સહુ, સતી ધીર નહી મુકેરે.
તારા કૃત્યમાં નહી પ્રયાસ, ક્ષત્રાણી.
તુજ નીશફળ સર્વે આસ, સતી.
લાવ પવિત્ર પતીનું શબ, ક્ષત્રાણી.
થાવું સતી જોતાં જગ, સતી.
નહીંતર બાળી કરૂં હું ખાખ, સતી.
છેવટમાં કહુ નીરધાર, ક્ષત્રાણી.
તું વાંઝીયો મરજે સાર, સતી.
તુજ રાજ થશે પાયમાલ, ક્ષત્રાણી.
તું મરજે ભુંડે હાલ, સતી.

દુષ્ટ લાવ મારા પવીત્ર પતીનું શબ બસ હવે બહુ થઇ મારા શરીરમાં રગે રગ સત ચડયું છે વીમાન મને અને મારા પતિને લેવા આવે છે તે જો મારા પ્રીયતમની સાથે બળવા દુષ્ટ મને મોડું થાય છે. તારા રોકવાથી હું રોકાઇશ નહી એમ તું નીશ્ચે જાણજે. મને મારા પ્રભુનાથ બોલાવે છે પ્રાણપતી હું આવી આવી, ચંડાળના રાજા જલદી કર

**सोरठो**

**वायो वायु सवाय, वाये वेलु परजळे;**
**ऊभो त्यां सीधराज, सत जोवा सोरठीयाणीनुं**

**सोरठो.**

**पाह पादम देश, पाणी वीना पुरा भरे;**

सरखो सोरठ देश सावजड़ा सेजळ पीये.

सोरठो.

बाल्हु पाटण देश, जीसे पटोळा नीपजे,
सरखो सोरठ देश, लाखेणी मळे लोवडी.

सोरठो.

बाये फरके मुछडी, रयण जबुके दंत;
जुवो पटोळा बाळीयो लोवडी वाळीनो कंथ.

सोरठो.

जे सांचे सोरठ घडयो, घडीयो राखेंगार;
ते सांचा भागी गया, जातो रह्यो लुहार.

सोरठो.

बारु सेहेर वढवाण, भागोळे भोगावो वहे
भोगवतो खेंगार, भोमत भोगावा धणी.

સિધ—( હાથ જોડી ) ક્ષમા કરો અને ચાલો મારી સાથ.

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ—ભોગાવાના કાંઠા ઉપરની વિશાળ જગ્યા.

પાત્ર—સિધરાજ ઇત્યાદી સ્ત્રી પુરૂષો.

( રાણકદેવી ધોળા વસ્ત્ર પેહેરી પીયળ કાઢી કેશ છુટા મુકી )
ચીતા પાસે પોતાના પતીનું શબ ખોળામાં લઈ ગુરૂ ગીર-
નારીની પ્રાર્થના કરે છે.

( રાગ દિનજાણિ દયા આણિ. )

માતા પુત્રી મને જાણી શાણી સુખ આપોરે;
કષ્ટ હૃદયના તમે કાપો, માતા.
જોગમાયા માયા સાચી છે તારી;
આધારી લાજ તારે હાથ માતા કાપો ઉગારોરે;
કષ્ટ હૃદયના તમે કાપો, માતા.
આવુંછું જનની તારીજ પાસે,
થાશે ન્યાય મારો પુન્ય પાપ તમે આપોરે;

કષ્ટ હૃદયના તમે કાપો. માતા.
પતીવ્રત કારણ થાએ છે મારણ,
તારણ થાઓ તમે માતા હાથ શીર થાપોરે;
કષ્ટ હૃદયના તમે કાપો. માતા.

**સિદ્ધ**—( પગે પડી ) હે માતુશ્રી મારા કામાંધપણામાં મારે હાથે જે કંઇ અનીચારી કૃત્ય થયું છે તેથી મને ક્ષમા દેશો.

**રાણિક**—જા તારી ગાદી ઘણા વરસ ટકશે તું મારી યાદગીરી માટે આ જગોએ એક દેવળ બંધાવજે અને છેરે તુને એટલો ( શાપ આપું છું કે તેં મારા બે બાળકોને વધ ઘાતકી રીતે કર્યો છે તેથી તું અંતે પુત્ર વીનાનો મરજે.

રાણકદેવી એટલું બોલી સુર્યનારાયણ સામે હાથ જોડી સ્તુતી કરેછે.

**( દયાળુ દેવ કૃપાળુ તું )**

( ડસકાં ભરતી )

જગતનારે પ્રભુ આગ, પડીછું હું શરણુ તારા;
કૃતી તારી કળે નહી કોઇ, હાં હં હાં હાં હ હો હો હો. જગ.
દીધું છે દુખ અતીશે આજ, હં હાં હાં હાં હ હો હો હો. ૨
કરી અંતે તેં મારી સાંય, હં હાં હાં હાં હ હો હો હો. ૩
હણ્યા બે પુત્ર પ્યારાને, હં હાં હાં હાં હ હો હો હો. ૪
પતી પ્યારાના થયા બે હાલ, હં હાં હાં હાં હ હો હો હો. ૫
કરી બે હાલ મુજને તેં, હં હાં હાં હાં હ હો હો હો. ૬
રાખી છે લાજ પ્રભુ તેં આજ, હં હાં હાં હાં હ હો હો હો. ૭
માગું છું હુંજ તારી પાસ રાણીને રાખ્ય રાહખેંગાર. ૮
બનેબન અમને રાખજે સાથ હં હાં હાં હાં હ હો હો હો. ૯

**સિધ**—સતીત્વપણાનું ખરૂ ભુશણ જો તમો ધારણ કરતાં હો તો વગર અગ્નીથી બળો.

**( રાણીકદેવીના જમણા પગના અંગોઠામાંથી અગ્નિ પ્રગટ થાય છે અને ક્ષણવારમાં ચીતા પ્રદિપ્ત થાએ છે.**

**લોકોના સમુદાય—જય અંબે, જય અંબે અંબે માતકી જય.**

( ગાતાની શાન અને જયના પોકાર વચે પડદાનો ઓટ પડે છે. )

**અંક ૨ જો સમાપ્ત.**

---

સર્વે પાત્રો સાથે.

રાગ સનમ સખીરી રૂઠ ગયા.

યથા શક્તિ આ ખેલ બનાવ્યો, અલ્પમતીથી છે રચીએ;
જન મનરંજન કરવા માટે, તન મન ધનથી આદરીએ.

બેત.

આ ફેશનતણી સારી ખરી હીતકારી, હમેશાં સુધારે, ચાલ તેતો નઠારી;
સતી નારી કેર, ચરીત્ર જે પવીત્ર, નજરે જોયું આજે ખરૂ તેજ ચીત્ર.

ચાલ.

નજરે જોયું નારી ચરીત્ર, સુંદર સારૂં હીતકારી;
વિદ્યાવાન ગુણવંત ભણેલી, હમેશ થાજો સૌ નારી.
કુચાલ કેરાં ફળ ભોગવ્યાં, સીધરાજ જે મા'રાજા;
દારૂએ તો દાટજ વાળ્યો, કોઇની નવ રાખી માઝા.

બેત.

ભુલ ચુક અમારી નજરે પડીજે,
કૃપા કરી ને માફ કરીજે;
હમેશાં આશ્રય આપશો એજ આ,
તરફી તમારી માટે માગીએ આજ માફ.

ચાલ.

ભુલ ચુક મનમાં નવ આણી, સાર ગ્રહો સાજન તમે;
હશી ખુશીથી ઘેર પધારો, દરશન દેજો આવે સમે.

